૧૯૨ આ. આવે છે તેમાં આ. ૧૩ ઉમેરવા, જેમ કરતાં ૨૦૫ આવે છે તેને ૧૮થી ભાગતાં ૧૧થી ભાગ ચાલે છે તે ૧૧ આ. ભાગમાં મુકવા; અને ભાગ ચલાવ્યા પછી ૭ આ. વધે છે તેની પૈ કરવાને તેને ૧૨થી ગુણતા ૮૪ પૈ આવે છે અને તેમાં ૬ પૈ ઉમેરતાં ૯૦ પૈ આવે છે. તેને, ૧૮ થી ભાગતાં ભાગ પાંચે ચાલે છે તે ૫ પૈ સમજવી અને તે ભાગમાં મુકવી.

ચેતવણી.—૧. ભાગાકારમાં વિશેષ સંખ્યાને સાદી સંખ્યાથી ભાગતા જવાબ વિશેષ સંખ્યા આવે છે.

૨. સાદી સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય નહિ.

૩. વિશેષ સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગતા જવાબ સાદી સંખ્યામાં આવે.

૪. એક વિશેષ સંખ્યાને તેનાથી જુદી જાતની વિશેષ સંખ્યાથી ભાગી શકાય નહિ.

૫. બે વિશેષ સંખ્યાનો ભાગાકાર કરતાં પહેલાં બંને સંખ્યાને એક નામની કરવી જોઇએ. ભાજક અને ભાજ્ય બંને જુદા જુદા પરિમાણોનાં હોય તો બંનેને એક રૂપમાં લાવીને ભાગાકાર કરવો.

દા૦ ૭. ૨૦ રૂા૦ ૮ આ૦ ૮ પૈને ૧ રૂા૦ ૩ આ ૪ પૈથી ભાગો.

ભાજક અને ભાજ્ય બંનેની પૈ કરી નાંખવી, વધારે સુગમ પડશે.

૨૦ રૂા૦ ૮ આ૦ ૮ પૈ = ૩૯૪૪ પૈ; ૧ રૂા૦ ૩ આ૦ ૪ પૈ = ૨૩૨ પૈ.

હવે ૩૯૪૪ પૈને ૨૩૨ પૈથી ભાગવા.

૩૯૪૪ ÷ ૨૩૨ = ૧૭ જવાબ.

આ જવાબ ૧૭ સાદી સંખ્યા છે માટે જવાબમાં ૧૭ પૈ નહિ મંડાય.

નોંધ—બંને રકમોને રૂા૦નું રૂપ આપવાથી પણ ભાગાકાર થઇ શકે.

## ઉતરતા પરિમાણની સંખ્યાને તેજ જાતના ચઢતા પરિમાણના અપૂર્ણાંકનું રૂપ આપવાની રીત.

જુદાં જુદાં પરિમાણોને ચઢતા પરિમાણના અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો છેક ઉતરતા પરિમાણની સંખ્યાને ભાજણીની રીત પ્રમાણે તે પરિમાણના ચઢતા પરિમાણની કીંમતની સંખ્યાથી ભાગવા અને તે ચઢતા પરિમાણનો અંક આપ્યો હોય તો તે ઉમેરીને ફરીથી તેથી ચઢતા

પરિમાણુની કીંમતની સંખ્યાથી ભાગવા અને તે પરિમાણુનો અંક આપ્યો હોય તો તે ઉમેરીને તેથી પણ ચઢતા પરિમાણુની કીંમતની સંખ્યાથી ભાગવા. આ પ્રમાણે છેક ચઢતા પરિમાણ સુધી કર્યા જવું. છેક છેલ્લા પરિમાણુના અમુક અંકના અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો છેલ્લા આવેલા અપૂર્ણાંકને તે અંકથી ભાગવો અને તેમ કરતાં જે આવે તે જવાબ સમજવો.

દા૦ ૮. ૯ પૈને આનાનું રૂપ આપો.

એક આનાની ૧૨ પૈ છે માટે ૯ પૈને આનાનું રૂપ આપવાને ૧૨ થી ભાગવા.

$$\text{પૈ } ૯ = \frac{૯}{૧} \times \frac{૧}{૧૨} = \frac{૩}{૪} \text{ આના. જવાબ.}$$

દા૦ ૯. ૬ પૈને ત્રણ આનાના અપૂર્ણાંકનું રૂપ આપો.

$$૬ \text{ પૈ} = \frac{૬}{૧} \times \frac{૧}{૧૨} = \frac{૧}{૨} \text{ આના.}$$

૬ પૈ એ $\frac{૧}{૨}$ આનાની બરોબર અથવા એક આનાનો $\frac{૧}{૨}$ ભાગ છે પણ ૬ પૈને ત્રણ આનાના અપૂર્ણાંકનું રૂપ આપવું છે તેથી $\frac{૧}{૨}$ ને ૩ થી ભાગવા.

$$\frac{૧}{૨} \times \frac{૧}{૩} = \frac{૧}{૬} \text{ જવાબ.}$$

એટલે ૬ પૈ, ત્રણ આનાનો $\frac{૧}{૬}$ ભાગ છે.

**ચેતવણી.**—$\frac{૧}{૬}$ એ સાદી સંખ્યા છે માટે એની સાથે આના કે પૈ કાંઇ માંડવું નહિ. કારણ કે બે વિશેષ સંખ્યાનો ભાગાકાર સાદી સંખ્યા આવે છે એમ ઉપર જણાવેલું છે.

દા૦ ૧૦. ૪ પૈ એને રૂપીઆનું રૂપ આપો.

$$\frac{૪}{૧} \times \frac{૧}{૧૨} = \frac{૧}{૩} \text{ આનો.}$$

હવે એક રૂપીઆના ૧૬ આના થાય છે તેથી $\frac{૧}{૩}$ આનાને રૂપીઆનું રૂપ આપવાને ૧૬ થી ભાગવા.

$$\frac{૧}{૩} \times \frac{૧}{૧૬} = \frac{૧}{૪૮} \text{ રૂ૦ જવાબ.}$$

દા૦ ૧૧. ૩ શિ૦ ૪ પે૦ને પાઉન્ડનું રૂપ આપો.

૪ પેન્સને શિલીંગના રૂપમાં આણીએ તો $\frac{૪}{૧} \times \frac{૧}{\underset{૩}{\cancel{૧૨}}} = \frac{૧}{૩}$ શિલીંગ આવે છે. હવે શિલીંગના ત્રણ અંક આપેલા છે તે, $\frac{૧}{૩}$માં ઉમેરીએ તો $૩+\frac{૧}{૩}=૩\frac{૧}{૩}=\frac{૧૦}{૩}$ શિલીંગ આવે છે અને તેને પાઉન્ડનું રૂપ આપવાને ૨૦થી ભાગવા.

$$\frac{\cancel{૧૦}}{૩} \times \frac{૧}{\underset{૨}{\cancel{૨૦}}} = \frac{૧}{૬}$$ પાઉન્ડ જવાબ.

દા૦ ૧૨. ૩ ટન ૧૬ હં. ૩ ક્વા. અને ૧૬ રતલને ટનનું રૂપ આપો.

$\frac{\overset{૪}{\cancel{૧૬}}}{૧} \times \frac{૧}{\underset{૭}{\cancel{૨૮}}} = \frac{૪}{૭}$ક્વારટર; $\frac{૪}{૭}+૩=૩\frac{૪}{૭}$ક્વારટર$=\frac{૨૫}{૭}\times\frac{૧}{૪}=\frac{૨૫}{૨૮}$ હંડરવેટ; $\frac{૨૫}{૨૮}+૧૬=૧૬\frac{૨૫}{૨૮}=\frac{૪૭૩}{૨૮}$ હં.; $\frac{૪૭૩}{૨૮}\times\frac{૧}{૨૦}=\frac{૪૭૩}{૫૬૦}$ટન; $\frac{૪૭૩}{૫૬૦}+૩=૩\frac{૪૭૩}{૫૬૦}$ ટન જવાબ.

દા૦ ૧૩. રૂા. ૧૩–૧૦–૮ પૈને રૂા. ૧૬ ના અપૂર્ણાંકનું રૂપ આપો.

$$\frac{\overset{૨}{\cancel{૮}}}{૧}\times\frac{૧}{\underset{૩}{\cancel{૧૨}}}=\frac{૨}{૩}\text{આ.};\ \frac{૨}{૩}+૧૦=\frac{૩૨}{૩}\text{આ.};\ \frac{\overset{૨}{\cancel{૩૨}}}{૩}\times\frac{૧}{\cancel{૧૬}}=\frac{૨}{૩}\text{રૂા.}\ \frac{૨}{૩}+૧૩$$

$$=\frac{૪૧}{૩}\text{ રૂા.};\ \frac{૪૧}{૩}\times\frac{૧}{૧૬}=\frac{૪૧}{૪૮}.$$ જવાબ.

દા૦ ૧૪. ૬ પા. ૫ શિ. ૪ પે. ને ૧૮ પા. ૧૬ શિ.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

૬ પા. ૫ શિ. ૪ પે.ને તેમજ ૧૮ પાઉન્ડ ૧૬ શિ. બંનેને પાઉન્ડના અપૂર્ણાંકનું રૂપ આપીને પહેલા અપૂર્ણાંકને બીજા અપૂર્ણાંકથી ભાગી નાખવા.

૬ પા. ૫ શિ. ૪ પે.ને અપૂર્ણાંકનું રૂપ આપતાં નીચે મુજબ આવે છે.

$$\frac{૪}{૧}\times\frac{૧}{\underset{૩}{\cancel{૧૨}}}=\frac{૧}{૩};\ \frac{૧}{૩}+૫=\frac{૧૬}{૩};\ \frac{\overset{૪}{\cancel{૧૬}}}{૩}\times\frac{૧}{\underset{૫}{\cancel{૨૦}}}=\frac{૪}{૧૫};\ \frac{૪}{૧૫}+૬=૬\frac{૪}{૧૫}$$ પા.

૧૮. પા. ૧૬ શિ.ને અપૂર્ણાંકનું રૂપ આપતાં નીચે મુજબ આવે છે.

$$\frac{૧૬}{૧} \times \frac{૧}{૨૦} = \frac{૪}{૫};\ \frac{૪}{૫} + ૧૮ = \frac{૯૪}{૫} \text{ પાઉન્ડ.}$$

$$\frac{૯૪}{૧૫} \text{ પા.} \div \frac{૯૪}{૫} \text{ પા.} = \frac{૯૪}{૧૫} \times \frac{૫}{૯૪} = \frac{૧}{૩} \text{ જવાબ.}$$

દા. ૧૫. $\dfrac{૬\frac{૩}{૪} - ૪\frac{૨}{૩}\text{ના } ૧\frac{૨}{૭}}{\frac{૩}{૪} - \frac{૧}{૩} \times \frac{૩}{૮}}$ હંડરવેટ $\div$ $૨\frac{૩}{૪}$ના $૧\frac{૪}{૧૧}$ એને $૩\frac{૧}{૫}$ ટનનું રૂપ આપો.

$$૪\frac{૨}{૩}\text{ના } ૧\frac{૨}{૭} = \frac{૧૪}{૩} \times \frac{૯}{૭} = ૬;\ ૬\frac{૩}{૪} - ૬ = \frac{૩}{૪}.$$

$$\frac{૧}{૩} \times \frac{૩}{૮} = \frac{૧}{૮};\quad \frac{૩}{૪} - \frac{૧}{૮} = \frac{૬ - ૧}{૮} = \frac{૫}{૮}.$$

$$\frac{૩}{૪} \div \frac{૫}{૮} = \frac{૩}{૪} \times \frac{૮}{૫} = \frac{૬}{૫} \text{ હંડરવેટ};\ ૨\frac{૩}{૪} \times ૧\frac{૪}{૧૧} = \frac{૧૧}{૪} \times \frac{૧૫}{૧૧} = \frac{૧૫}{૪}.$$

$$\frac{૬}{૫} \text{ હંડરવેટ} \div \frac{૧૫}{૪} = \frac{૬}{૫} \times \frac{૪}{૧૫} = \frac{૮}{૨૫} \text{ હંડરવેટ} = \frac{૮}{૨૫} \times \frac{૧}{૨૦} = \frac{૨}{૧૨૫} \text{ ટન.}$$

$$\frac{૨}{૧૨૫}\text{ટન} \div ૩\frac{૧}{૫}\text{ટન.} = \frac{૨}{૧૨૫} \times \frac{૫}{૧૬} = \frac{૧}{૨૦૦}.$$ (સાદી સંખ્યા) જવાબ.

દા. ૧૬. ૪ પા. ૪ શિ. ના $\dfrac{\text{૭ ટન ૧૦ હં. ૧ ક્વા. } ૨૫\frac{૧}{૩} \text{ પા.}}{\text{૬ ટન ૧૫ હં. ૧ ક્વા. ૨૦ પા.}} \div \frac{૨૧}{૪૦}$

$$\frac{૪}{૧} \times \frac{૧}{૨૦} = \frac{૧}{૫};\ \frac{૧}{૫} + ૪ = \frac{૨૧}{૫} \text{ પા.}$$

$$૨૫\frac{૧}{૩} = \frac{૭૬}{૩} \times \frac{૧}{૨૮} = \frac{૧૯}{૨૧};\ \frac{૧૯}{૨૧} + ૧ = \frac{૪૦}{૨૧} \times \frac{૧}{૪} = \frac{૧૦}{૨૧};\ \frac{૧૦}{૨૧} + ૧૦ = \frac{૨૨૦}{૨૧} \times \frac{૧}{૨૦}$$

$$= \frac{૧૧}{૨૧};\ \frac{૧૧}{૨૧} + ૭ = \frac{૧૫૮}{૨૧} \text{ ટન.}$$

$\frac{૨૫}{૧} \times \frac{૧}{૩૫} = \frac{૫}{૭};\ \frac{૫}{૭} + ૧ = \frac{૧૨}{૭} \times \frac{૧}{૪} = \frac{૩}{૭};\ \frac{૩}{૭} + ૧૫ = \frac{૧૦૮}{૭} \times \frac{૧}{૨૦} = \frac{૨૭}{૩૫};\ \frac{૨૭}{૩૫} + ૬$

$= \frac{૨૩૭}{૩૫}$ ટન.

$\frac{૧૫૮}{૨૧}$ ટન $\div \frac{૨૩૭}{૩૫}$ ટન $= \frac{૧૫૮}{૨૧} \times \frac{૩૫}{૨૩૭} = \frac{૧૦}{૯}$. (સાદી સંખ્યા.)

**સુચના:**—એકજ જાતની બે વિશેષ સંખ્યાનો ભાગાકાર સાદી સંખ્યા આવે છે.

$\frac{૨૧}{૫}$ પા. $\times \frac{૧૦}{૯} = \frac{૧૪}{૩}$ પા.; $\frac{૧૪}{૩}$ પા. $\div \frac{૨૧}{૪૦} = \frac{૧૪}{૩} \times \frac{૪૦}{૨૧} = \frac{૮૦}{૯}$ પા. $=$

૮$\frac{૮}{૯}$ પા.; $\frac{૮}{૯}$પા. $= \frac{૮}{૯} \times \frac{૨૦}{૧} = \frac{૧૬૦}{૯} =$ ૧૭$\frac{૭}{૯}$ શિ.;

$\frac{૭}{૯}$ શિ. $= \frac{૭}{૯} \times \frac{૧૨}{૧} = \frac{૨૮}{૩} =$ ૯$\frac{૧}{૩}$ પે.

૮ પા. ૧૭ શિ. ૯$\frac{૧}{૩}$ પે. જવાબ.

---

## એકસર્સાઇઝ ૧૨ મી.

નીચેની રકમોના સરવાળા કરો.

(૧) ૫૬૨ પા. ૧૮ શિ. ૭$\frac{૧}{૨}$ પે.; ૩૨૫ પા. ૧૨ શિ. ૫$\frac{૩}{૪}$ પે.; ૮૨૯ પા. ૪ શિ. ૬$\frac{૧}{૪}$ પે.; ૧૪૭ પા. ૧૫ શિ. ૫$\frac{૧}{૨}$ પે.; ૮૩૪ પા. ૧૩ શિ. ૧૧$\frac{૧}{૨}$ પે.

(૨) ૨૭ રૂ. ૭ આ. ૩$\frac{૧}{૪}$ પૈ; ૨૪ રૂ. ૨ આ. ૪$\frac{૧}{૮}$ પૈ; ૭૨ રૂ. ૫ આ ૩$\frac{૧}{૬}$ પૈ; ૩૪ રૂ. ૯ આ. ૬$\frac{૩}{૪}$ પૈ.

(૩) ૫૨ ટન ૧૭ હં. ૩ ક્વા. ૨૦$\frac{૧૫}{૧૬}$ રતલ; ૩૪ ટન ૧૪ હં. ૨ ક્વા. ૨૫$\frac{૩}{૪}$ રતલ; ૩૯ ટન ૧૨ હં. ૧ ક્વા. ૨૬$\frac{૧૩}{૧૬}$ રતલ; ૨૫ ટન ૧૯ હં. ૨ ક્વા. ૨૫$\frac{૧૧}{૧૬}$ રતલ; ૪૬ ટન ૧૫ હં. ૧૨$\frac{૧૫}{૧૬}$ રતલ.

(૪) ૫૩૭ રૂ. માંથી ૧૩૦ રૂ. ૧૫ આ. ૭$\frac{૧}{૫}$ પૈ બાદ કરો.

(૫) ૪૪૫ પા. ૧૪ શિ. ૩$\frac{૧}{૧૬}$ પે.માંથી ૧૩૯ પા. ૧૮ શિ. ૭$\frac{૧}{૫}$ પે. બાદ કરો.

(૬) ૧૩૪ પા. ૧૦ ઔંસ ૧૫ પેનીવેટ ૨૧$\frac{૧}{૪}$ ગ્રેનમાંથી ૮૯ પા. ૯ ઔં. ૧૩ પેનીવેટ. ૨૨$\frac{૨}{૩}$ ગ્રેન બાદ કરો.

(૭) ૪૩ રૂા. ૯ આ. ૨ પૈને ૪૭થી ગુણો.

(૮) ૩૭ પા. ૧૫ શિ. ૮$\frac{૩}{૧૬}$ પે. ને ૫૫થી ગુણો.

(૯) ૫ ટન ૧૫ હું. ૩ ક્વા. ૧૫ પા. ૧૨ આ. ૧૦ ડ્રા. ને ૭૨ થા ગુણો.

(૧૦) ૧૮૨૫ રૂા. ૧૨ આ. ૮ પૈને ૨૩૨થી ભાગો.

(૧૧) ૫ પા. ૮ શિ. ૮$\frac{૩}{૪}$ પે. ને ૧૭થી ભાગો.

(૧૨) ૧૬ હું. ૩ ક્વા. ૧૨ પા. ૧૪ આ. ને ૭૩થી ભાગો.

(૧૩) ૩૫૯ દિ. ૨૦ ક. ૪૪ મિ. ૩ સે. ને ૯૧થી ભાગો.

(૧૪) ૧૦૭૫૪ પા. ૬ શિ. ૨ પે.ને ૨ પા. ૩ શિ. ૫ પે.થી ભાગો.

(૧૫) ૧૮૯૫૭ રૂા. ૧૩ આ.ને ૫૬૮ રૂા. ૧૧ આ. ૯ પૈથી ગુણો; અને એજ બે રકમોનો ભાગાકાર કરો. આમાંની એક કૃતિ અશક્ય અને અસંભવીત છે તે બતાવી આપો અને બીજી કૃતિ કરી બતાવો.

(૧૬) ૩ શિ. ૪ પે.ને એક પાઉન્ડના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૭) ૪ વાર. ૨ ફુટ ૩ ઈ.ને માઇલના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૮) ૪ રૂા. ૩ આ. ૮ પૈને રૂા. ૯૫ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૯) ૬ હું. ૩ ક્વા. ૨૧ પા.ને ૩ ટનના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૦) ૮ એ. ૩ રૂ.ને ૨ એ. ૩૨ પો.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૧) ૪ હું.ના ૨$\frac{૪}{૧૮}$ને ૩ ક્વા. ૪ પા.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૨) $\frac{૫}{૮}$ રતલ ( ટ્રોય )ને એક રતલ ( એવો. )નું રૂપ આપો.

(૨૩) ૩$\frac{૩}{૭}$ દિ.ને ૩ અઠવાડીઆના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૪) ૧૫ શિ. ૮ પે.ને બે ગીનીના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૫) ૩ અઠ. ૧૬ મિ. ને $\frac{૧}{૨}$ કલાકના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૬) ૨૨ પા. ૧૩ શિ. ૮$\frac{૧}{૪}$પે.ને ૩$\frac{૧}{૨}$ ગીનીના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૭) ૧૭ પા.ને ૧ ક્વા. ૧૪$\frac{૧}{૨}$ પા.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૮) ૧$\frac{૧}{૮}$ ગીનીને ૧$\frac{૧}{૨}$ પા.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨૯) ૩ ક્વાર્ટર ૨ ક્વાર્ટને ૪ ક્વાર્ટર ૩ બુશલના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૦) $\frac{૩}{૮}$ ચો. ફુ. ને એક પોલના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૧) ૧ પા. ૧૩ શિ. એ ૨ શિ. ૭$\frac{૧}{૨}$ પે.થી કેટલા ગણા છે?

(૩૨) ૮ ઘ. ફુ. ૪૩૨ ઘ. ઈં. એ ૪ ઘ. વા. ૯ ઘ. ઈં. નો કેટલામો ભાગ છે?

(૩૩) ૧ પા. ૩ આ. ને ૫ પાઉન્ડ ૩ આ. ૧૦ પેનીવેટના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૪) ૩ હં.ના ૨$\frac{૨}{૩}$ના ૧$\frac{૧}{૪}$ના $\frac{૧}{૭}$ એ એક ટનનો કેટલામો ભાગ છે?

(૩૫) ૧ ગીનીના ( $\frac{૧}{૧૨}$ + $\frac{૧}{૧૫}$ − $\frac{૧}{૨૭}$ના ૨$\frac{૧}{૪૦}$ + $\frac{૧}{૨૪}$ ) એ ૯ ક્રાઉનનો કેટલામો ભાગ છે?

(૩૬) ૧૫૦ ગ્રેન, ૧ આ. ( એવો. )નો કેટલામો ભાગ છે?

(૩૭) ૪ ટ. ૫ હં. ૧ ક્વા. ૭ પા. ને ૫ ટનના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૮) ૧૪૩ બુશલ ૩ પેકને ૯૪૮૭ બુશલ ૨ પેકના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૯) ૧ ક. ૧૫ મિ.ના $\frac{૩}{૭}$ને ૨ દિ.ના અપૂર્ણાંકના રૂપમાં મુકો.

(૪૦) ૪ હં. ૩ ક્વા. ૧૪ પા. ના ૩૬૫ના $\frac{૨}{૧૧}$ના $\frac{૮\frac{૩}{૫} - ૭\frac{૩}{૪} + ૫\frac{૨}{૩} - ૪\frac{૧}{૨}}{૧૩ - ૧૧\frac{૯}{૧૦} + ૧૦\frac{૭}{૯} - ૯\frac{૧૭}{૨૦}}$ને ૧૯ હં. ૧ ક્વા ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૪૧) ૮ ગ્રેનના $\left(૧\frac{૧}{૪} + \frac{૩}{૨} + \frac{૫}{૨}\text{ના } \frac{૭}{૩\frac{૪}{૫}} - \frac{૧\frac{૨}{૩}}{૨\frac{૧}{૨}}\right) \div ૨\frac{૭૭}{૧૧૪}$ને ૧ પા. ( એવો. )ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૪૨) ૩ પા. ૧૬ શિ. ૮ પે. + ૪ ગી. ૫ શિ. − ૨ ક્રા. ૩ શિ. ૬ પે. ને ૮ પા. ૬ શિ. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૪૩) ૨ ગાલ્લી ૧૫ મણ ૮ શેર − ૩ ખાંડી ૮ મણ ૭ શેર − ૨ મણ ૫ શેર એને ૭ ખાંડીના અપૂર્ણાંકનું રૂપ આપો.

નીચેની રકમોની કિંમત શોધી કહાડો.

(૪૪) ૨૧ પા. ૧૧ શિ. ૭$\frac{૫}{૧૬}$ પે. ના ૮$\frac{૨}{૩}$.

(૪૫) ૧૬ પા. ૧૬ શિ. ૮$\frac{૧}{૩}$ પે. ÷ ૪$\frac{૨}{૫}$.

(૪૬) ૧૨ વા. ૧ ફુ. ૩ ઈં. ના ૫$\frac{૧}{૫}$ના $\frac{૧\frac{૧}{૩}}{૧\frac{૧}{૧૨}}$.

'(૪૭) ૪ દિ. ૬ ક. ૨૦ મિ. ના ૨૭$\frac{૧}{૩}$.

(૪૮) ૮ પા. ૯ શિ. ૯ પે. $\div \frac{૨\frac{૧}{૨}-૧\frac{૩}{૪}}{૪\frac{૧}{૫}-૩\frac{૧}{૪}}$.

(૪૯) $\frac{૩}{૪}$ પા. + $\frac{૩}{૮}$ શિ. + $\frac{૨}{૩}$ પે.

(૫૦) ૪$\frac{૨}{૩}$ રૂ. + ૮$\frac{૭}{૧૫}$ આ. + ૬$\frac{૨}{૯}$ પૈ.

(૫૧) ૭$\frac{૧}{૧૪}$ હં. − ૧૫$\frac{૯}{૨૮}$ કવા. + ૧૬$\frac{૩}{૭}$ પા.

(૫૨) ૩$\frac{૨}{૩}$ મા. + ૮$\frac{૨}{૩}$ વા. + ૧૭$\frac{૨}{૫}$ ફુ.

(૫૩) ૧૦ પા. ૧૦ શિ. ના $\frac{૩}{૮}$ના $\frac{૫}{૪}$ના $\frac{૧૨}{૨૫}$.

(૫૪) ૪૧ પા. ૬ શિ. ૩ પે. ના ૪ $\frac{૨}{૭}$ + ૧૦ પા. ૧૧ શિ. ૯ પે. ના ૫$\frac{૧}{૭}$ − ૧૧ પા. ૧૦ શિ. ના $\frac{૧૧}{૧૪}$.

(૫૫) ૧ ગીની ના $\frac{૩}{૪}$ + ૧ ક્રાઉન ના $\frac{૫}{૬}$ − ૩ શિ. ૬ પે. ના $\frac{૭}{૮}$.

(૫૬) ૭ રૂ. ૮ આ. ૬ પૈના $\frac{૭}{૮}$ − ૭ આ. ૭ પૈના $\frac{૪}{૭}$ + $\frac{૫}{૯}$ રૂ. ના $\frac{૩}{૩\frac{૧}{૨}}$ ના $\frac{૪}{\frac{૬}{૭}-\frac{૨}{૯}}$.

(૫૭) ૫૦ રૂ. ના $\frac{૧\frac{૧}{૮}\div ૧\frac{૧}{૫}}{\frac{૨}{૩}\text{ના } ૫\frac{૫}{૯}\div ૧૦\frac{૧}{૩}}$ ના $\frac{૧\frac{૧}{૨}\text{ ના } ૪\frac{૧}{૯}}{૬\frac{૧૫}{૧૬}\text{ના } ૫\frac{૧}{૩}}$.

(૫૮) ૩ પા. ૩ શિ. ૪ પે.ના $\frac{\frac{૫}{૬}+\frac{૭}{૮}\text{ના }\frac{૪}{૫}\div\frac{૩}{૪}\text{ના }\frac{૯}{૧૦}}{૮\frac{૧}{૩}-\left(\frac{૪}{૧-\frac{૭}{૮}}\text{ના } ૨\frac{૧}{૪}\right)\div\frac{૭}{૯}\text{ના}૧૨}$ ના ૬$\frac{૧}{૨}$ + ૩$\frac{૧}{૯}$ પા.

(૫૯) $\frac{\text{૭ વા. ૪ ઈં. ના } ૩\frac{૧}{૮}}{\text{૩ વા. ૧ ફુ. ૫ ઈં. ના }\frac{૧}{૧૬}}$.

(૬૦) $\frac{\text{૬૮ પા. ૯ શિ. ના } ૨\frac{૧}{૪}}{૯\frac{૧}{૪}\times\text{ ૮૭ પા. ૮ શિ. ૩ પે.}}$.

## અપૂર્ણાંકોના દૃઢભાજક, લઘુતમ.

જુદા જુદા અપૂર્ણાંકોનો દૃઢભાજક કહાડવાની બે રીત છે.

પહેલી રીત :– સઘળા અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપમાં લાવવા, પછી તેમનો સમચ્છેદ કહાડવો અને જે અંશો આવે તેનો દૃઢભાજક કહાડવો

અને તેની નીચે સામાન્ય છેદની સંખ્યા મુકવી. આ અપૂર્ણાંક સંક્ષેપ રૂપમાં નહિ હોય તો તેને સંક્ષેપરૂપ આપવું અને જે આવે તે આપેલા અપૂર્ણાંકોનો દઢભાજક સમજવો.

દાખલો ૧. $\frac{૨}{૩}$, $\frac{૩}{૪}$, $\frac{૫}{૬}$ નો દઢભાજક કહાડો.

સમચ્છેદ કહાડતાં $\frac{૮,\ ૯,\ ૧૦}{૧૨}$ આવે છે.

અંશો જે વડે ભાગી શકાય એવી કોઇ સંખ્યા નથી માટે તેમનો દઢભાજક ૧ સમજવો અને છેદમાં ૧૨ છે તેથી આપેલા અપૂર્ણાંકોનો દઢભાજક $\frac{૧}{૧૨}$ છે.

બીજી રીત :—સઘળા અપૂર્ણાંકોને સંક્ષેપરૂપમાં આણીને, સઘળા અંશોનો દઢભાજક અંશના સ્થાને અને છેદોનો લઘુતમ છેદના સ્થાને મુકવો. આ અપૂર્ણાંકને સંક્ષેપ રૂપ આપ્યા પછી જે આવે તે જવાબ સમજવો.

ઉપલા દાખલામાં અંશો ૨, ૩, ૫ નો દઢભાજક ૧ છે અને છેદો ૩, ૪, ૬ નો લઘુતમ ૧૨ છે માટે $\frac{૧}{૧૨}$ જવાબ છે.

દા૦ ૨. $\frac{૮}{૯}$, $\frac{૧૨}{૧૪}$, $\frac{૪૮}{૬૩}$ નો દઢભાજક કહાડો.

પહેલી રીત :—$\frac{૮}{૯}$, $\frac{૧૨}{૧૪}$, $\frac{૪૮}{૬૩} = \frac{૮}{૯}$, $\frac{૬}{૭}$, $\frac{૧૬}{૨૧} = \frac{૫૬,\ ૫૪,\ ૪૮}{૬૩}$.

અંશોનો દઢભાજક ૨ છે માટે આપેલા અપૂર્ણાંકોનો દઢભાજક $\frac{૨}{૬૩}$ છે.

બીજી રીત :—અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપમાં મુક્યા પછી સઘળા અંશો ૮, ૬, ૧૬ નો દઢભાજક ૨ છે; છેદોનો લઘુતમ ૬૩ છે; માટે સઘળા અપૂર્ણાંકોનો દઢભાજક $\frac{૨}{૬૩}$ છે.

**ચેતવણી :**—ઉપલી બન્ને રીતોમાં અપૂર્ણાંકોને પહેલવહેલાં સંક્ષેપ રૂપ આપવાનું જણાવેલું છે તોપણ પહેલી રીત મુજબ દાખલો કરતાં સંક્ષેપ રૂપ નહિ આપવાથી દાખલાનો જવાબ ખોટો આવશે નહિ. પણ બીજી રીત મુજબ દાખલો કરતાં પહેલાં અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપ આપ્યું નહિ હોય તો ખરો જવાબ આવશે નહિ; માટે બીજી રીતે દાખલો કરતાં પહેલાં અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપ આપવાનું અવશ્ય યાદ રાખવું.

## લઘુતમ.

અપૂર્ણાંકોના લઘુતમ કહાડવાની બે રીતો નીચે મુજબ છે:—

પહેલી રીત:—સઘળાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો અને અંશોનો લઘુતમ કહાડીને તેની નીચે છેદમાં સમચ્છેદનો છેદ મુકવો. પછી તે અપૂર્ણાંકને સંક્ષેપ રૂપમાં આણતાં જે આવે તે જવાબ સમજવો.

• દા૦ ૩. $\frac{૩}{૮}$, $\frac{૫}{૧૪}$, $\frac{૯}{૨૧}$, $\frac{૭}{૧૨}$ નો લઘુતમ કહાડો.

સમચ્છેદ કહાડવાથી $\frac{૬૩, ૬૦, ૭૨, ૯૮}{૧૬૮}$. આવે છે.

અંશોનો લઘુતમ ૧૭૬૪૦ આવે છે તેની નીચે ૧૬૮ મુકતાં $\frac{૧૭૬૪૦}{૧૬૮}$ આવે છે અને તેને સંક્ષેપ રૂપમાં આણતાં ૧૦૫ આવે છે તે, આપેલા અપૂર્ણાંકોનો લઘુતમ છે.

બીજી રીત:—સઘળા આપેલા અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપમાં આણ્યા પછી સઘળા અંશોનો લઘુતમ અંશના સ્થાને અને છેદોનો દઢભાજક છેદના સ્થાને મુકવો અને તે અપૂર્ણાંકને સંક્ષેપ રૂપમાં આણતાં જે આવે તે જવાબ સમજવો.

ઉપલા દાખલાના અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપમાં આણતાં $\frac{૩}{૮}$, $\frac{૫}{૧૪}$, $\frac{૩}{૭}$, $\frac{૭}{૧૨}$ આવે છે.

અંશો, ૩, ૫, ૩, ૭, નો લઘુતમ ૧૦૫ છે અને છેદો ૮, ૧૪, ૭, ૧૨ નો દઢભાજક ૧ છે માટે આપેલા અપૂર્ણાંકોનો લઘુતમ $\frac{૧૦૫}{૧}$ અથવા ૧૦૫ સમજવો.

દઢભાજક કહાડતી વખત અપૂર્ણાંકોને સંક્ષેપ રૂપ આપવાની જે જરૂરીયાત ઉપર બતાવી છે તે લઘુતમ માટે પણ સમજવી.

---

## એકસરસાઇઝ ૧૩ મી.

નીચેની રકમોના દઢભાજક તથા લઘુતમ કહાડો.

(૧) $\frac{૧}{૩}$, $\frac{૧}{૬}$, $\frac{૪}{૩}$, $\frac{૮}{૨૧}$. (૨) $\frac{૮}{૧૨}$, $\frac{૪}{૫}$, $\frac{૧૨}{૧૪}$, $\frac{૮}{૯}$. (૩) ૧$\frac{૫}{૨૮}$, ૧$\frac{૧}{૨૧}$, ૩$\frac{૧}{૭}$. (૪) ૧$\frac{૨૩}{૫૫}$, ૨$\frac{૪}{૧૫૪}$, ૩$\frac{૯૩}{૯૯}$, ૮$\frac{૧૯}{૨૨}$. (૫) ૧$\frac{૧}{૩}$, $\frac{૬}{૭}$, $\frac{૭}{૧૦}$, $\frac{૨}{૩}$ ના $\frac{૪}{૫}$, $\frac{૪}{૯}$ ના $\frac{૧}{૪}$. (૬) $\frac{૩}{૫}$, $\frac{૯}{૨૦}$, $\frac{૧૫}{૪૫}$, $\frac{૧૪}{૨૧}$.

(૭) એવી કયી રકમ છે કે જેમાંથી ૧ રૂ૦ ૩ આ૦ ૩ પૈના $\frac{૭}{૮}$, ૨ રૂ૦ ૮ આ૦ ના $\frac{૪}{૫}$, ૭ રૂ૦ ૯ આ૦ ૬ પૈના $\frac{૩}{૪}$, એ દરેક રકમ જેટલા આખા ભાગો નીકળી શકે ?

(૮) ૩ રૂ૦ ૫ આ૦ ૪ પૈના $\frac{૨}{૩}$, ૭ રૂ૦ ૯ આ૦ ૮ પૈના $\frac{૩}{૪}$ અને ૯ આ૦ ૯ પૈ એ દરેક રકમમાં બરાબર વખત સમાસ થઇ શકે એવી મોટામાં મોટી રકમ કયી છે ?

(૯) એવી કયી મોટામાં મોટી લંબાઇ છે કે જેનો ૧૮$\frac{૨}{૫}$ ફુટ અને ૫૭$\frac{૧}{૨}$ ફુટમાં બરાબર વખત સમાસ થાય ?

(૧૦) એવી નાનામાં નાની રકમ શોધી કહાડો કે જેને $\frac{૩}{૫}$, $\frac{૭}{૧૦}$, ૧$\frac{૪}{૧૫}$, અને $\frac{૮}{૨૫}$ એ દરેકથી ભાગીએ તો ભાગમાં દરેક વખતે પૂર્ણાંક આવે ?

---

## અપૂર્ણાંકના પરચુરણ દાખલા.

દા૦ ૧. $\dfrac{(૩\frac{૧}{૩} - ૨\frac{૧}{૨}) \div \frac{૫}{૬} \text{ ના } \frac{૩}{૮}}{૨\frac{૨}{૩} \div (\frac{૧}{૨} + \frac{૧}{૪})}$ એને સાદું રૂપ આપો.

$$૩\frac{૧}{૩} - ૨\frac{૧}{૨} = \frac{૧૦}{૩} - \frac{૫}{૨} = \frac{૨૦-૧૫}{૬} = \frac{૫}{૬};\ \frac{૫}{૬} \text{ ના } \frac{૩}{૮} = \frac{૫}{\cancel{૬}_{૨}} \times \frac{\cancel{૩}}{૮} = \frac{૫}{૧૬}.$$

$$\frac{૫}{૬} \div \frac{૫}{૧૬} = \frac{\cancel{૫}}{\cancel{૬}_{૩}} \times \frac{\overset{૮}{\cancel{૧૬}}}{\cancel{૫}} = \frac{૮}{૩}.$$

$$\frac{૧}{૨} + \frac{૧}{૪} = \frac{૨+૧}{૪} = \frac{૩}{૪};\ ૨\frac{૨}{૩} \div \frac{૩}{૪} = \frac{૮}{૩} \times \frac{૪}{૩} = \frac{૩૨}{૯}.$$

$$\frac{\frac{૮}{૩}}{\frac{૩૨}{૯}} = \frac{\cancel{૮}}{\cancel{૩}} \times \frac{\overset{૩}{\cancel{૯}}}{\cancel{૩૨}_{૪}} = \frac{૩}{૪}.\quad \text{જવાબ.}$$

દા૦ ૨. $\dfrac{\frac{૭}{૩}\,(૪\frac{૧}{૨} \text{ ના } \frac{૯}{૧૪})}{\frac{૧}{૨}\,(\frac{૯}{૧૦\frac{૧}{૨}} \text{ ના } ૨૧)}$ એને સાદું રૂપ આપો.

આ દાખલામાં કૌંસની પહેલાં કાંઇ ચિન્હ નથી. પણ એવી રીતે ચિન્હ નહિ આપ્યું હોય ત્યારે × નું ચિન્હ સમજવું.

$$\frac{૭}{૩}\,(૪\frac{૧}{૨} \text{ ના } \frac{૯}{૧૪}) = \frac{\cancel{૭}}{\cancel{૩}} \times \frac{\overset{૩}{\cancel{૯}}}{૨} \times \frac{૯}{\cancel{૧૪}_{૨}} = \frac{૨૭}{૪}.$$

$$\frac{૧}{૨}\left(\frac{૯}{૧૦\frac{૧}{૨}} \text{ ના } ૨૧\right) = \frac{૧}{૨} \times \left(\frac{૯}{૧} \times \frac{૨}{૨૧} \times \frac{૨૧}{૧}\right) = \frac{૧}{૨} \times \frac{૧૮}{૧} = ૯.$$

$$\frac{\frac{૨૭}{૪}}{૯} = \frac{૨૭}{૪} \times \frac{૧}{૯} = \frac{૩}{૪}. \text{ જવાબ.}$$

દા૦ ૩. $$\frac{૨\frac{૩}{૪}}{૧ + \dfrac{૨}{૨ + \frac{૨}{૫}}}$$ એની કીંમત કહાડો.

અપૂર્ણાંકોમાં છેદની સંખ્યા ભાજક તરીકે સમજવાની છે. આવા મિશ્ર અપૂર્ણાંકોમાં છેક છેલ્લા છેદથી સાદું રૂપ આપવાનું શરૂ કરવું.

$$૨ + \frac{૨}{૫} = \frac{૧૦ + ૨}{૫} = \frac{૧૨}{૫} \quad \therefore \quad \frac{૨}{૨ + \frac{૨}{૫}} = \frac{૨}{૧} \times \frac{૫}{૧૨} = \frac{૫}{૬}.$$

$$\therefore ૧ + \frac{૨}{૨ + \frac{૨}{૫}} = ૧ + \frac{૫}{૬} = \frac{૬ + ૫}{૬} = \frac{૧૧}{૬}.$$

$$\therefore \frac{૨\frac{૩}{૪}}{૧ + \dfrac{૨}{૨ + \frac{૨}{૫}}} = \frac{\frac{૧૧}{૪}}{\frac{૧૧}{૬}} = \frac{૧૧}{૪} \times \frac{૬}{૧૧} = \frac{૩}{૨} = ૧\frac{૧}{૨} \text{ જવાબ.}$$

દા૦ ૪. $$૩\frac{૧}{૨} + \cfrac{૨૧}{૩ - \cfrac{૧}{૧૨ - \cfrac{૪}{૩\frac{૧}{૭} - ૨\frac{૩}{૪}}}}$$

$$\frac{૨૨}{૭} - \frac{૧૧}{૪} = \frac{૮૮ - ૭૭}{૨૮} = \frac{૧૧}{૨૮}. \quad \therefore \frac{૪}{૩\frac{૧}{૭} - ૨\frac{૩}{૪}} = \frac{૪}{\frac{૧૧}{૨૮}} = \frac{૪}{૧} \times \frac{૨૮}{૧૧} = \frac{૧૧૨}{૧૧}.$$

$$૧૨ - \frac{૧૧૨}{૧૧} = \frac{૧૩૨ - ૧૧૨}{૧૧} = \frac{૨૦}{૧૧}. \quad \therefore \frac{૧}{૧૨ - \dfrac{૪}{૩\frac{૧}{૭} - ૨\frac{૩}{૪}}} = \frac{૧}{\frac{૨૦}{૧૧}} = \frac{૧}{૧} \times \frac{૧૧}{૨૦} = \frac{૧૧}{૨૦}.$$

$$૩ - \frac{૧૧}{૨૦} = \frac{૬૦ - ૧૧}{૨૦} = \frac{૪૯}{૨૦}. \quad \frac{૨૧}{\frac{૪૯}{૨૦}} = \frac{૨૧}{૧} \times \frac{૨૦}{૪૯} = \frac{૬૦}{૭}.$$

$૩\frac{૧}{૨} + \frac{૬૦}{૭} = \frac{૭}{૨} + \frac{૬૦}{૭} = \frac{૪૯ + ૧૨૦}{૧૪} = \frac{૧૬૯}{૧૪} = ૧૨\frac{૧}{૧૪}$ જવાબ.

દા૦ ૫. $\frac{૫}{૧૬}$ માં કેટલા ઉમેરીએ તો $\frac{૧}{૨}$ થાય ?

બે રકમનો સરવાળો $\frac{૧}{૨}$ છે. સરવાળાની એક રકમ આપેલી છે અને બીજી શોધી કહાડવાની છે, માટે સરવાળામાંથી આપેલી એક રકમ બાદ કરીએ તો બીજી રકમ નીકળે.

$$\frac{૧}{૨} - \frac{૫}{૧૬} = \frac{૮ - ૫}{૧૬} = \frac{૩}{૧૬}.$$ જવાબ.

દા૦ ૬. એવી કયી રકમ છે કે જેમાં $૧\frac{૪}{૧૫}$ ઉમેરીએ તો સરવાળો $૮\frac{૧}{૩}$ થાય ?

સરવાળામાંથી આપેલી રકમ બાદ કરવાથી બીજી રકમ નીકળશે.

$$૮\frac{૧}{૩} - ૧\frac{૪}{૧૫} = \frac{૨૫}{૩} - \frac{૧૯}{૧૫} = \frac{૧૨૫ - ૧૯}{૧૫} = \frac{૧૦૬}{૧૫} = ૭\frac{૧}{૧૫}.$$ જવાબ.

દા૦ ૭. $૫\frac{૩}{૭}$ માંથી કયી રકમ બાદ કરીએ તો $૪\frac{૭}{૯}$ આવે ?

$૫\frac{૩}{૭}$ માંથી કોઇ અમુક રકમ બાદ કરવાથી $૪\frac{૭}{૯}$ આવવા જોઇએ, માટે $૫\frac{૩}{૭}$ એ, શોધી કહાડવાની રકમ અને $૪\frac{૭}{૯}$ નો સરવાળો હોવો જોઇએ. માટે $૫\frac{૩}{૭}$ માંથી $૪\frac{૭}{૯}$ બાદ કરીએ તો માગેલી રકમ નીકળી શકે.

$$૫\frac{૩}{૭} - ૪\frac{૭}{૯} = \frac{૩૮}{૭} - \frac{૪૩}{૯} = \frac{૩૪૨ - ૩૦૧}{૬૩} = \frac{૪૧}{૬૩}$$ જવાબ.

દા૦ ૮. એવી કયી રકમ છે કે જેમાંથી $૪\frac{૫}{૬}$ બાદ કરીએ તો $૨\frac{૨}{૩}$ આવે ?

અમુક રકમમાંથી $૪\frac{૫}{૬}$ બાદ કરતાં $૨\frac{૨}{૩}$ આવે છે માટે તે અમુક રકમ $૪\frac{૨}{૩}$ અને $૨\frac{૫}{૬}$ નો સરવાળો હોવો જોઇએ.

$$૪\frac{૫}{૬} + ૨\frac{૨}{૩} = \frac{૨૯}{૬} + \frac{૮}{૩} = \frac{૨૯ + ૧૬}{૬} = \frac{\overset{૧૫}{\cancel{૪૫}}}{\underset{૨}{\cancel{૬}}} = \frac{૧૫}{૨} = ૭\frac{૧}{૨}.$$ જવાબ.

દા૦ ૯. $૪\frac{૯}{૧૧} - ૨\frac{૭}{૨૨}$ એમાં કેટલા ઉમેરીએ તો ૬ પૂર્ણાંક થાય ?

$$૪\frac{૯}{૧૧} - ૨\frac{૭}{૨૨} = \frac{૫૩}{૧૧} - \frac{૫૧}{૨૨} = \frac{૧૦૬ - ૫૧}{૨૨} = \frac{\overset{૫}{\cancel{૫૫}}}{\underset{૨}{\cancel{૨૨}}} = \frac{૫}{૨}.$$

$૬ - \frac{૫}{૨} = \frac{૧૨ - ૫}{૨} = \frac{૭}{૨} = ૩\frac{૧}{૨}.$

દા૦ ૧૦. $(૭\frac{૭}{૯}$ના $૩\frac{૩}{૭} + ૨\frac{૧}{૨}) \times \frac{૧}{૨} \div \frac{૫}{૧૩}$ના $૧૫\frac{૧}{૬}$ને કયી સંખ્યાથી ગુણીએ તો ગુણાકાર ૭૫ આવે ?

પહેલાં, આપેલા અપૂર્ણાંકને સાદું રૂપ આપવું જોઇએ.

$૭\frac{૭}{૯}$ના $૩\frac{૩}{૭} = \frac{૭૦}{૯} \times \frac{૨૪}{૭} = \frac{૮૦}{૩}$ ; $\frac{૮૦}{૩} + \frac{૫}{૨} = \frac{૧૬૦ + ૧૫}{૬} = \frac{૧૭૫}{૬}.$

$\frac{૫}{૧૩} \times \frac{૯૧}{૬} = \frac{૩૫}{૬}$ ; $\frac{૧૭૫}{૬} \times \frac{૧}{૨} \times \frac{૬}{૩૫} = \frac{૫}{૨}.$

હવે આપેલું અપૂર્ણાંક જે $\frac{૫}{૨}$ બરોબર છે તેને કયી સંખ્યાથી ગુણીએ તો ગુણાકાર ૭૫ આવે તે શોધી કહાડવાનું છે. ૭૫ ને $\frac{૫}{૨}$થી ભાગવાથી તે સંખ્યા નીકળશે.

$\frac{૭૫}{૧} \div \frac{૫}{૨} = \frac{૭૫}{૧} \times \frac{૨}{૫} = ૩૦.$ જવાબ.

દા૦ ૧૧. $૧\frac{૧}{૨} \div ૨\frac{૩}{૪}$ના $૧\frac{૫}{૧૧}$માં કયી રકમ ઉમેરીએ તો સરવાળો ૫ આવે ?

$૨\frac{૩}{૪}$ના $૧\frac{૫}{૧૧} = \frac{૧૧}{૪} \times \frac{૧૬}{૧૧} = ૪.$ $\frac{૩}{૨} \div ૪ = \frac{૩}{૨} \times \frac{૧}{૪} = \frac{૩}{૮}.$

અમુક સંખ્યામાં $\frac{૩}{૮}$ ઉમેરવાથી સરવાળો ૫ આવવો જોઇએ માટે તે સંખ્યા શોધી કહાડવાને ૫ માંથી $\frac{૩}{૮}$ બાદ કરવા જોઇએ.

$૫ - \frac{૩}{૮} = \frac{૪૦ - ૩}{૮} = \frac{૩૭}{૮} = ૪\frac{૫}{૮}$ જવાબ.

---

## એકસર્સાઇઝ ૧૪ મી. (અ).

(૧). $\frac{૪\frac{૧}{૨} - ૩\frac{૧}{૩}}{\frac{૩}{૪} + \frac{૫}{૬}}.$ (૨). $\frac{૬\frac{૩}{૪} - ૧\frac{૫}{૧૪}}{૨\frac{૧}{૬} + ૧\frac{૩}{૭}}.$

(૩) $\frac{\frac{૧}{૨} + \frac{૧}{૩} - \frac{૧}{૬}}{\frac{૧}{૨} \text{ ના } \frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૬}}.$ (૪). $\frac{૧ + ૨\frac{૧}{૨} + ૩\frac{૧}{૩} + ૪\frac{૧}{૪}}{\frac{૧}{૧\frac{૧}{૨}} + \frac{૧}{૧\frac{૧}{૩}} + \frac{૧}{૧\frac{૧}{૪}}}.$

(૫). $\dfrac{૧\frac{૧}{૨} \text{ ના } ૨\frac{૧}{૪} \text{ ના } ૩\frac{૧}{૫} \text{ ના } ૪\frac{૧}{૬}}{૩\frac{૨}{૩} \text{ ના } ૨\frac{૫}{૧૧}}$.

(૬). $\dfrac{૩\frac{૧}{૩} + \frac{૫}{૬} - \frac{૨૦}{૨૧}}{\frac{૫}{૬} - \frac{૪}{૭}}$.

(૭). $\dfrac{\frac{૧}{૨} \times \frac{૧}{૩} \div \frac{૧}{૪}}{\frac{૧}{૫} \times ૧\frac{૧}{૬} \text{ ના } ૪\frac{૨}{૭}}$,

(૮). $\dfrac{\frac{૧}{૨} - \frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૪} - \frac{૧}{૫}}{\frac{૧}{૨} \text{ ના } \frac{૧}{૩} - \frac{૧}{૪} \text{ ના } \frac{૧}{૫}}$.

(૯). $\dfrac{\frac{૧}{૨} - \frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૪} - \frac{૧}{૫}}{(\frac{૧}{૨} - \frac{૧}{૩}) \text{ ના } (\frac{૧}{૪} - \frac{૧}{૫})}$,

(૧૦). $\dfrac{\frac{૩}{૪} \text{ ના } \frac{૮}{૧૫} + \frac{૪}{૧૫} \text{ ના } \frac{૩}{૮}}{૧\frac{૧}{૨} \text{ ના } \frac{૮}{૧૫} - ૩\frac{૩}{૪} \text{ ના } \frac{૨}{૨૫}}$.

(૧૧). $\dfrac{\frac{૧}{૩} \text{ ના } ૨\frac{૧}{૭} + \frac{૪}{૫} \text{ ના } ૩\frac{૩}{૪}}{\frac{૬}{૭} \times ૩\frac{૧}{૯} - ૨\frac{૧}{૫} \div ૧\frac{૪}{૭}}$.

(૧૨). $૧૪ - ૨\frac{૧}{૨} \div \left\{ \frac{૩}{૨} \text{ ના } ૬\frac{૧}{૭} + \frac{૩}{૭} \text{ ના } ૯ \right\}$.

(૧૩) $\dfrac{૩\frac{૧}{૫} + ૪\frac{૧}{૩} - ૫\frac{૧}{૪} \text{ ના } \frac{૬}{૭}}{૩\frac{૧}{૨} - ૪\frac{૨}{૩} \text{ ના } \frac{૭}{૨૬} + ૪\frac{૧}{૫} \text{ ના } \frac{૩}{૭}}$.

(૧૪). $\frac{૪}{૧૫} \text{ ના } \frac{૩૯}{૩૨} - ૩\frac{૧}{૩} \div ૧૩\frac{૧}{૩} \text{ ના } ૧\frac{૧}{૧૯} + \frac{૬}{૭} \text{ ના } \dfrac{૬\frac{૫}{૧૨}}{૧\frac{૫}{૬}}$.

(૧૫). $\dfrac{\frac{૧}{૨} \div \frac{૧}{૩}}{\frac{૧}{૪} \div \frac{૧}{૫}} \div \dfrac{\frac{૧}{૬} \div \frac{૧}{૭}}{\frac{૧}{૮} \div \frac{૧}{૯}}$.

(૧૬). $૨૧\frac{૨}{૯} - ૬\frac{૧}{૪} \times ૧\frac{૧}{૩૫} - ૧\frac{૭}{૯} \times \frac{૧}{૧૪} + ૬ - ૩\frac{૫}{૯} \div ૫\frac{૧}{૩} - ૩\frac{૧}{૮} \div \frac{૭}{૯}$ ના $૨\frac{૧}{૪} \times \frac{૨}{૨૫} \div ૪\frac{૧}{૨}$.

(૧૭). $\dfrac{૧\frac{૧}{૨}}{૮\frac{૧}{૨}} \text{ ના } \dfrac{૧\frac{૧}{૨} + ૧\frac{૧}{૩}}{૨\frac{૩}{૮} - ૧\frac{૧}{૬}} + \dfrac{૨\frac{૧}{૫} + ૪\frac{૧}{૩}}{૧\frac{૧}{૫} - \frac{૧}{૯}} \text{ ના } \frac{૧}{૯}$.

(૧૮). $(\frac{૧}{૨} + \frac{૧}{૩}) \text{ ના } (૧\frac{૧}{૩} + ૨\frac{૩}{૪}) \text{ ના } (૨\frac{૧}{૧૪} - ૧\frac{૧}{૨}) \text{ ના } (૩\frac{૧}{૧૦} - \frac{૩}{૭}.)$

(૧૯). $\left( ૧\frac{૧}{૪} + \frac{૩}{૨} + \frac{૫}{૨} \text{ ના } \dfrac{૭}{૩\frac{૪}{૫}} - \dfrac{૧\frac{૨}{૩}}{૨\frac{૧}{૨}} \right) \div ૨\frac{૭૭}{૧૧૪}$.

(૨૦). $\frac{૩}{૫} \text{ ના } \frac{૧૩}{૧૬} - \dfrac{૧\frac{૨}{૩}}{૬\frac{૨}{૩}} \text{ ના } \frac{૧૯}{૨૦} + \frac{૩}{૭} \text{ ના } \dfrac{૬\frac{૫}{૧૨}}{૩\frac{૨}{૩}}$.

(૨૧.) $\left( \dfrac{૨\frac{૧}{૪} - \frac{૨}{૩} \text{ ના } ૧\frac{૫}{૬}}{\frac{૧}{૫} \text{ ના } ૩\frac{૧}{૩} + \frac{૧૩}{૩૬}} - \dfrac{૧}{૨\frac{૧}{૨}} \right) \div \dfrac{૧}{૧\frac{૨}{૩}}$.

(૨૨). $\dfrac{૧૬\frac{૧}{૧૨} - ૩\frac{૧}{૨} \text{ ના } ૨\frac{૧}{૩}}{\frac{૩}{૭} \text{ ના } ૫\frac{૧}{૨} + ૩\frac{૩}{૪}} \times \dfrac{૨\frac{૫}{૧૬} \text{ ના } ૪\frac{૩}{૪} + \frac{૩}{૮} \text{ ના } ૧૩\frac{૩}{૮}}{૫\frac{૩}{૪} - ૪\frac{૧}{૨} \text{ ના } \frac{૫}{૯}}$.

(૨૩). $\frac{૧}{૩} \left[ ૩ + \frac{૧}{૩} \left\{ ૩ + \frac{૧}{૩} ( ૩ + ૧\frac{૧}{૨} ) \right\} \right] \div \frac{૧}{૮}$.

(૨૪). $\frac{\frac{૪}{૫}+\frac{૫}{૧\frac{૨}{૧૩}}\text{ ના } ૨\frac{૧}{૫}-\frac{૬}{૭}}{૧\frac{૨૦૮}{૨૪૫}}$. (૨૫) $૧+\frac{૧}{૧+\frac{૧}{૨}}$.

(૨૬). $\frac{૬+\frac{૧}{૬-\frac{૧}{૬}}}{૪-\frac{૧}{૪-\frac{૧}{૪}}}\times ૧૦\frac{૮}{૯}$ (૨૭). $\frac{૧\frac{૧}{૪}\text{ ના } ૧\frac{૪}{૫}-\frac{૫}{૩}\text{ ના } ૧\frac{૧}{૫}}{\frac{૩\frac{૧}{૨}}{૨}+\frac{૪\frac{૧}{૪}}{૧૧\frac{૧}{૩}}}\div\frac{૨}{૧૭}$.

(૨૮). $\frac{૧}{૭\frac{૧}{૪}\text{ ના } ૩\frac{૩}{૧૧}+૩\frac{૩}{૧૧}}\div\left(\frac{૩}{૧૩}-\frac{૨}{૯}\right)-\left(\frac{૧૩}{૩}+\frac{૧}{૬}\right)\div\frac{૨}{૩}\text{ ના }\frac{૩}{૮}\text{ ના } ૬૩$.

(૨૯). $\left(૬\frac{૩}{૭}\text{ ના }\frac{૫\frac{૧}{૬}-૪\frac{૭}{૧૨}}{૧૨\frac{૨}{૩}-૭\frac{૫}{૧૨}}\right)\div\frac{૧+\frac{૧}{૨\frac{૧}{૩}}}{૨}$.

(૩૦). $\frac{૩\frac{૧}{૮}-૧\frac{૧}{૨}\text{ ના } ૧\frac{૧}{૫}-૧\frac{૧}{૭}}{\left(૩\frac{૧}{૮}-૧\frac{૧}{૨}\right)\text{ ના }\left(૧\frac{૧}{૫}-૧\frac{૧}{૭}\right)}$

(૩૧). $૫-૫\times\frac{૨+૧\frac{૧}{૫}\left(૨+૧\frac{૧}{૫}\right)}{૧\frac{૧}{૫}+૨\left(૨+૧\frac{૧}{૫}\right)}$

(૩૨). $\frac{\left(૩\frac{૧}{૩}-૨\frac{૧}{૨}\right)\div\frac{૫}{૬}\text{ ના }\frac{૩}{૮}}{૨\frac{૨}{૩}\div\left(\frac{૧}{૨}+\frac{૧}{૪}\right)}\times ૧\frac{૧}{૩}$.

(૩૩). $\left(\frac{\frac{૪}{૧૧}\text{ ના } ૧\frac{૪}{૭}-\frac{૫}{૬}+\frac{૬}{૭}}{\frac{૩}{૭}\text{ ના } ૧\frac{૮}{૯}+૧\frac{૩}{૪}}\right)\times ૪\frac{૩}{૧૦}-\frac{૫}{૬}\text{ ના }\frac{૪}{૫}$.

(૩૪). $\frac{\frac{૨}{૯}\left(૧\frac{૨}{૩}-\frac{૩}{૮}\text{ ના } ૧\frac{૪}{૯}\right)+\frac{૪}{૧૭}}{\frac{૩}{૪}\times ૧\frac{૪}{૭}\div ૧\frac{૧}{૨}-\frac{૧૧}{૨૮}}\times\frac{\frac{૩}{૪}+\frac{૨}{૩}}{\frac{૩}{૪}-\frac{૨}{૩}}-૨૦$.

(૩૫). $\frac{૩}{૪}-\left(\frac{૪}{૭}-\frac{૫}{૯}\right)\times ૨૧+\frac{૨\frac{૧}{૪}-\frac{૨}{૩}\text{ ના } ૧\frac{૫}{૬}}{\frac{૪}{૫}\div\frac{૩}{૧૦}+૧\frac{૪}{૯}}$.

(૩૬). $\frac{૨\frac{૧}{૨}-૧\frac{૧}{૩}\text{ ના } ૨\frac{૧}{૪}+૧\frac{૭}{૯}}{\left(૨\frac{૧}{૨}-૧\frac{૧}{૩}\right)\text{ ના }\left(૨\frac{૧}{૪}+૧\frac{૭}{૯}\right)}\text{ ના }\frac{\frac{૨}{૧૧}+\frac{૧}{૨}}{\frac{૪}{૭}-\frac{૩}{૧૧}}$.

(૩૭). $\frac{૩\frac{૩}{૪}\div ૨\frac{૨}{૩}\text{ ના }\frac{૩}{૪}}{૩\frac{૩}{૪}\div ૨\frac{૨}{૩}\times\frac{૩}{૪}}+\frac{\frac{૧}{૬}\text{ ના } ૨\frac{૨}{૫}}{\frac{૩}{૫}\text{ ના } ૩}$.

(૩૮). $\frac{૧\frac{૩}{૫}}{૩+\frac{૧}{૩\frac{૧}{૩}}}+\frac{૧\frac{૨}{૩}\text{ ના } ૪\frac{૨}{૭}}{૧\frac{૨}{૯}\text{ ના } ૩\frac{૬}{૭}}+\frac{૫\frac{૨}{૫}\text{ ના } ૭\frac{૨}{૯}}{૮\frac{૭}{૨૪}-૩\frac{૫}{૧૨}}$.

(૩૯). $$\frac{૫\frac{૧}{૩}ના\frac{૨}{૯}ના૨\frac{૪}{૭} - ૧ \div \left(\frac{૧}{૫} + \frac{૧}{૨}\right)}{૧ - \frac{૩}{૪}ના \left\{ \frac{૧}{૨} + \frac{૧}{૨}ના \frac{\frac{૧}{૨૦}}{\frac{૧}{૭}ના૧\frac{૧}{૨૦}} \right\}}.$$

(૪૦). $$\frac{\frac{૧}{૩} + \frac{૨}{૧૧} + \frac{૭}{૨૪} - \frac{૧}{૩} ના \frac{૨}{૧૧} ના \frac{૭}{૨૪}}{૧ - \frac{૧}{૩} ના \frac{૨}{૧૧} - \frac{૨}{૧૧} ના \frac{૭}{૨૪} - \frac{૭}{૨૪} ના \frac{૧}{૩}}.$$

## એક્સર્સાઇઝ ૧૪ મી. (બ)

(૧). $$\frac{૬\frac{૩}{૫} - ૪\frac{૧}{૮}}{૫\frac{૧}{૨} - ૪\frac{૨}{૫}} - \frac{૨\frac{૨}{૩૫} \div ૧\frac{૧૧}{૨૫} + ૧\frac{૧}{૪} - \frac{૯}{૧૩} \times ૩\frac{૧}{૪}}{\frac{૩}{૨} \times ૩\frac{૫}{૭} - ૫\frac{૩}{૫} \div ૩\frac{૪}{૧૫}} \times ૧૩\frac{૧}{૨}.$$

(૨). $$\frac{૧\frac{૨}{૩} \div ૧\frac{૩}{૪}}{૧\frac{૪}{૫} \div ૧\frac{૫}{૬}} \div \frac{૧\frac{૬}{૭} \div ૧\frac{૭}{૮}}{૧\frac{૮}{૯} \div ૧\frac{૯}{૧૦}} \text{ ને } \frac{\frac{૧}{૭} \div \frac{૧}{૯}}{\frac{૧}{૧૧} \div \frac{૧}{૧૩}} \div \frac{\frac{૧}{૧૭} \div \frac{૧}{૧૮}}{\frac{૧}{૧૯} \div \frac{૧}{૨૦}} \text{ થી ભાગો.}$$

(૩). $$\frac{\frac{૭}{૪ - \frac{૫}{૬}} - \frac{૫}{૬ - \frac{૩}{૮}}}{\frac{૪}{૭ - \frac{૪}{૭}} + \frac{૨}{૪ - \frac{૨}{૫}}} \times \frac{\frac{૧}{\frac{૧}{૨} - \frac{૨૭}{૫૯}} - ૧૩}{૧૯ - \frac{૧}{\frac{૧}{૨} - \frac{૬}{૩૧}}} \div \frac{૨૨૬}{૨૯૯}.$$

(૪). $$\frac{\frac{૨}{૩ - \frac{૪}{૫}} + \frac{૩}{૪ - \frac{૫}{૬}}}{\frac{૩}{૨ - \frac{૧}{૪}} - \frac{૧}{૩ - \frac{૪}{૫}}} \times \frac{\frac{૧}{\frac{૨}{૩} - \frac{૨}{૯}} - \frac{૧}{૧\frac{૧}{૨} - \frac{૧૯}{૨૨}}}{\frac{૧}{૧\frac{૧}{૭} - \frac{૧}{૮}} - \frac{૨}{૬\frac{૩}{૫} - ૨\frac{૫}{૧૧}}}.$$

(૫). $$૧\frac{૧}{૧૧} - \frac{૧ - \frac{૭}{૨૨}}{૨ - \frac{૧}{૩}} + \frac{૧\frac{૨}{૫}}{૩\frac{૧}{૨}} - \frac{૫\frac{૫}{૮}}{૬\frac{૧}{૪}} ના \left( \frac{૧}{૫} - \frac{\frac{૧}{૨} - \frac{૧}{૩}}{૪\frac{૩}{૪} - ૩\frac{૨}{૯}} \right).$$

(૬). $$\frac{\frac{૫}{૧૪} - \frac{૩}{૭}ના\frac{૧}{૨}}{\frac{૫}{૧૬} + \frac{૭}{૧૨}ના૩\frac{૧}{૪} - \left(\frac{૭}{૮}ના\frac{૩૭}{૨૧} - \frac{૧}{૩}\right)} \div \frac{\frac{૧}{૩}ના \frac{૧}{૨} + \frac{૩}{૨}ના ૫}{૯\frac{૧}{૩} - ૧\frac{૨}{૩}}$$

(૭). $$\frac{૧ \div \left(\frac{૧૯}{૨૫} - \frac{૫}{૮}\right) \times \frac{૩}{૭} + \frac{૬૧}{૬૩}}{૩\frac{૫}{૮} - ૨\frac{૭}{૧૧} \div \frac{૨}{૧૧} \times \left(\frac{૨૨}{૭} - ૩\frac{૧}{૮}\right)} \div \frac{\frac{૪}{૫}ના\frac{૧}{૨} - \frac{૨}{૩}ના\frac{૯}{૭} + \frac{૩}{૫}ના૧\frac{૧૦}{૧૭}}{\frac{૫}{૮} + \frac{૩}{૧૬}}.$$

(૮). $$૧ \text{ પાઉંડના } \frac{૩\frac{૧\frac{૮}{૨૪}}{૪}}{૨૦} + ૧૫ \text{ શી. ના } \frac{૧}{૧ + \frac{૧}{૯ + \frac{૩}{૪}}} \text{ ના } ૧\frac{૪}{૩૯} + \frac{૫ - \frac{૧}{૪}}{૧૨} \text{ શી.}$$

(૯). $$\frac{૩}{૫}ના\frac{૧૩}{૧૬} - \frac{૧\frac{૨}{૩}}{૬\frac{૨}{૩}}ના\frac{૧૯}{૨૦} + \frac{૩}{૭}ના \frac{૬\frac{૫}{૧૨}}{૩\frac{૨}{૩}} \text{ અને } \frac{૫}{૩}ના\frac{૧૩}{૧૬} + \frac{૬\frac{૨}{૩}}{૧\frac{૨}{૩}}ના\frac{૧૯}{૨૦} - \frac{૭}{૩}$$

ના $\frac{૬\frac{૫}{૧૨}}{૩\frac{૨}{૩}}$ એ બેમાં મોટી સંખ્યા કયી છે અને બંનેમાં કેટલો તફાવત છે?

(૧૦). $\frac{૭}{૫-\frac{૮}{૩}} \div \frac{૩-\frac{૨}{૩-\frac{૩}{૨}}}{૪-\frac{૩}{૨}} - \frac{૫}{૭}$ના $\left\{\frac{૧}{૧\frac{૩}{૭}} + \frac{૬}{૫}\text{ના}\frac{૩\frac{૧}{૩}-૨\frac{૧}{૨}}{\frac{૪૭}{૨૧}-૨}\right\}$.

(૧૧). $\left\{\frac{૨}{૩-\frac{૧}{૧-\frac{૧}{૨}}} - \frac{૧}{૩}\text{ના}\left(૫-\frac{૨}{\frac{૩}{૨}-\frac{૧}{૬}}\right)\right\} \div \frac{\frac{૧}{૨}+\frac{૫}{૪}}{૧\frac{૧}{૨}}$.

(૧૨). $\frac{૫\frac{૩}{૮}+૪\frac{૩}{૫}}{૮\frac{૩}{૫}-૫\frac{૩}{૪}} \div \left\{\frac{\frac{૭}{૮}-\frac{૬}{૭}+\frac{૫}{૬}}{\frac{૮}{૭}-\frac{૭}{૬}+\frac{૬}{૫}}\text{ના}\left(૧\frac{૩}{૧૧}\times ૩\frac{૪}{૫}\right)\right\}$

(૧૩). $૩+\frac{૨}{૬+\frac{૧}{૫+\frac{૧}{૪+\frac{૧}{૩}}}}$.

(૧૪). $\frac{૫}{૪+\frac{૩}{૩+\frac{૨}{૨+\frac{૧}{૧+\frac{૧}{૫}}}}}$

(૧૫). $૮\frac{૧}{૨}+\frac{૨}{૩+\frac{૨}{૫+\frac{૫}{૬+\frac{૧}{૯}}}}$.

---

## એકસર્સાઇઝ ૧૪ મી. (ક).

(૧) એક અમુક રકમનો $\frac{૩}{૭}$ના $૧\frac{૧}{૬}$ જેટલો ભાગ ૭ પા. ૭ શિ. ૭ પે. છે; તો તે રકમ કયી?

(૨) એક અમુક રકમના $\frac{૩}{૫}$માંથી ૩ રૂા. ૭ આ. નો $\frac{૪}{૫}$ ભાગ બાદ કરીએ તો ૧ રૂા. ૧ આ. ૧ પૈ. રહે છે; તો તે રકમ શોધી કહાડો.

(૩) ૭ રૂા. ના $\frac{૩}{૪}$, ૬ રૂા. ૧૧ આ. ના $\frac{૧૧}{૧૨}$ અને $\frac{૨}{૩}$ રૂા. ને તેના મહત્વ પ્રમાણે ગોઠવો.

(૪). એક રકમમાં તેના પાંચમા ભાગ જેટલો વધારો કર્યો ત્યારે તે રકમ ૩ રૂા. ૧૫ આ. થાય છે; તો તે મૂળ રકમ શોધી કહાડો.

(૫) ૩૦ ફુટ લાંબુ ૧ દોરડું છે તેમાંથી દરેક ૩$\frac{૧}{૪}$ ફુટ જેટલા લાંબા કટકા કપાયા તેટલા કાપી લીધા પછી દોરડાનો કેટલામો ભાગ વધ્યો ?

(૬) એક કોથળીમાં જેટલું નાણું છે તેનો $\frac{૨}{૫}$ એક માણસને, અને બાકી રહ્યું તેનો $\frac{૧}{૩}$ બીજાને આપ્યા પછી મારી પાસે ૧૩ શિ. ૫$\frac{૧}{૨}$ પે. રહ્યા ; ત્યારે કોથળીમાં કેટલું નાણું હોવું જોઇએ ?

(૭) એક અમુક રકમ ત્રણ માણસોમાં એવી રીતે વહેંચવામાં આવે છે કે, પહેલા માણસને $\frac{૧}{૩}$, બીજાને $\frac{૭}{૧૫}$ અને ત્રીજાને બાકીના ૨ પાઉંડ ૭ શિ. ૪$\frac{૧}{૨}$ પેન્સ મળે છે; તો તે રકમ કયી ?

(૮) $\dfrac{\frac{૨}{૩}\text{ના}\frac{૩}{૪}}{\frac{૧}{૨}}$ અને $\dfrac{\frac{૨}{૫}\text{ ના }\frac{૫}{૬}}{\frac{૨}{૯}\text{ના}૪\frac{૧}{૨}}$ નો સરવાળો, તેમની બાદબાકીથી કેટલા ગણો છે ?

(૯). બે સંખ્યા છે ; તેમાંની નાની સંખ્યા $\dfrac{૫૪\frac{૩}{૫}}{\frac{૧}{૫}\text{ના}૮\frac{૨}{૩}}$ છે અને તે બંને સંખ્યાની બાદબાકી $\dfrac{૧\frac{૫}{૯}}{\frac{૯}{૧૬}}$ છે ; ત્યારે મોટી સંખ્યા શોધી કહાડો.

(૧૦) કયી સંખ્યાને ૯ – ૩$\frac{૪}{૨૫}$ થી ગુણીએ તો ગુણાકાર ૧ આવે ?

(૧૧) ૧૭$\frac{૧}{૩૫}$, $\frac{૧}{૭}$, $\frac{૪}{૨૧}$ અને ૧$\frac{૧}{૧૫}$ના સરવાળામાં કયી રકમ ઉમેરવાથી સરવાળો ૫૦ થાય ?

(૧૨) કયી સંખ્યાને ૪$\frac{૩}{૫}$ – $\frac{૧}{૪}$ના ૩$\frac{૧}{૧૦}$થી ભાગીએ તો ભાગાકાર ૧ આવે ?

(૧૩) ભાજ્ય $\frac{૭}{૯}$ હોય, અને ભાગાકાર $\frac{૪}{૩૯}$ હોય, તો ભાજક શોધી કહાડો.

(૧૪) એક જુગારી જુગાર રમવા બેસે છે તેની પાસે જેટલું નાણું હતું તેનો $\frac{૧}{૩}$ પહેલે દાવે, બાકી રહ્યું તેનો $\frac{૩}{૫}$ બીજે દાવે, અને પાછું બાકી રહ્યું તેનો $\frac{૪}{૭}$ ભાગ ત્રીજે દાવે ગુમાવે છે, ત્યારે તેની પાસે બાકી રહેલી રકમ અસલ રકમનો કેટલામો ભાગ છે ? અને જો તેની પાસે ૪ રૂ. ૮ આ. ૪ પૈ બાકી રહેતા હોય તો અસલ રકમ કેટલી ?

(૧૫) એક મુસાફરે પોતાની મુસાફરીનો $\frac{૫}{૧૬}$ બળદગાડીથી, $\frac{૭}{૨૦}$ રેલ્વેથી, અને બાકીના ૧૦ માઇલ પગે મુસાફરી કરી ; તો બધું મળીને તેણે કેટલા માઇલની મુસાફરી કરી તે શોધી કહાડો.

(૧૬) બે સંખ્યાની બાદબાકી ૧૫$\frac{૪}{૩૫}$ છે ; મોટી સંખ્યા ૨૦$\frac{૧}{૧૫}$ છે ; ત્યારે નાની સંખ્યા શોધી કહાડો.

(૧૭) એવી કયી સંખ્યા છે કે જેમાંથી $\frac{૮}{૯} - \frac{૩}{૭}$ બાદ કરીને તેમાં $\frac{૨}{૧૫} \div ૨\frac{૧}{૨}$ ઉમેરીએ તો સરવાળો $૧\frac{૮}{૬૩}$ થાય ?

(૧૮) $\frac{૪}{૭}$ શિ. અર્ધા ક્રાઉનમાં કેટલી વખત, અને $\frac{૩}{૫}$ પાઉન્ડ ૨૪ ગીનીમાં કેટલી વખત સમાય ?

(૧૯) એક માણસ ૧૦૦૦૦ પાઉન્ડની પુંજી મુકીને મરી જાય છે. ને પોતાની પુંજીનો $\frac{૧}{૩}$ ભાગ પોતાની સ્ત્રીને, $\frac{૧}{૨}$ પોતાના છોકરાને અને બાકીનો ભાગ પોતાની છોકરીને આપવાનું લખાણ કરે છે. સ્ત્રી મરી ગઇ ત્યારે તેણીએ પોતાના હીસ્સાનો $\frac{૩}{૫}$ ભાગ પોતાના છોકરાને અને બાકીનો પોતાની છોકરીને આપ્યો. પણ છોકરો પોતાની પુંજી પોતાની બહેનની પુંજી જોડે એકઠી કરીને એકંદર પુંજીનો $\frac{૧}{૩}$ ભાગ બહેનને આપે છે. આથી બહેનને કેટલો ફાયદો થવો જોઇએ ? અને આખી પુંજીના કેટલામા ભાગ જેટલો લાભ તેને થશે ?

(૨૦) એવું નાનામાં નાનું અપૂર્ણાંક કયું છે કે જે $\frac{૫}{૮}$, $\frac{૨}{૭}$, $\frac{૪}{૯}$, અને $\frac{૫}{૧૨}$ના સરવાળામાં ઉમેરીએ તો સરવાળો પૂર્ણાંક આવે ?

(૨૧) એવું નાનામાં નાનું અપૂર્ણાંક શોધી કહાડો કે જે $૫\frac{૭}{૮}$, $૨૧\frac{૩}{૫}$, $૪\frac{૬}{૭}$ અને $\frac{૭}{૧૪}$ના સરવાળામાંથી બાદ કરીએ તો બાદબાકી ૫ નો ભાજ્ય થાય ?

(૨૨) કયી સંખ્યાને $\frac{૧}{૪} + \frac{૧}{૩} + ૩\frac{૧}{૭}$થી ગુણતાં ૨૧ આવે ?

(૨૩) કયી સંખ્યાને $૫\frac{૧}{૫} + ૬\frac{૧}{૬} + ૭\frac{૧}{૭}$માંથી બાદ કરતાં ૧૨ આવે ?

(૨૪) $\frac{૮}{૧૫}$ અને $\frac{૧૨}{૨૫}$નો તફાવત, $\frac{૯}{૨૫}$ અને $\frac{૨૧}{૪૦}$ના સરવાળાનો કેટલામો ભાગ છે ?

(૨૫) એક સંખ્યાને $\frac{૧}{૩}$થી ભાગીએ અને જવાબને $\frac{૨}{૫}$થી ભાગીએ અને તે જવાબને $\frac{૧}{૮}$થી ભાગીએ તો ૧૦૦૫ આવે છે. તો મૂળ સંખ્યા શોધી કહાડો.

(૨૬) એક સંખ્યાના $\frac{૩}{૪}$ અને $\frac{૨}{૫}$ ભાગનો તફાવત તે સંખ્યામાંથી બાદ કરતાં $૧૩૨\frac{૧}{૨}$ શેષ રહે છે; તો તે સંખ્યા કયી હોવી જોઇએ ?

(૨૭) ૧૩ ટન ૭ હં. ૩ ક્વા. ૧૨ પા. ના $\dfrac{\frac{૨}{૩૫} + \frac{૧}{૬૩}}{\frac{૫}{૧૧} + \frac{૧}{૪}} \div \dfrac{\frac{૪}{૭} + \frac{૨}{૯}}{\frac{૫}{૩} + \frac{૨}{૫}}$ની કીંમત શોધી કહાડો.

# પ્રકરણ ૭ મું.

## દશાંશ. ( દશાંશ અપૂર્ણાંક ).

## ( DECIMAL FRACTIONS ).

અગાડી કહી ગયા છીએ તે પ્રમાણે જે અપૂર્ણાંકના છેદ દશ, સો, હજાર વગેરે દશના દશ દશ ગણા હોય તે અપૂર્ણાંકને દશાંશ અપૂર્ણાંક કહે છે.

સંખ્યાની ગોઠવણ એવી છે કે જેમ છેલ્લા અંકની ડાબી બાજુ તરફ અકેક જગ્યા ખસતા જઇએ તેમ આંકડાની કિંમત દશગણી વધે છે. તેજ પ્રમાણે જમણી તરફ અકેક જગ્યા ખસતા જઇએ તેમ આંકડાની કિમત દશગણી ઘટે છે. જેમકે ૨૫૬૩·૪૭૮ એમાં ૩ની ડાબી તરફના આંકડાની કિમત દશગણી દરેક જગ્યાએ વધે છે તેમ જમણી તરફના દરેક આંકડાની દશગણી ઘટે છે. ૪ની કિંમત $\frac{૪}{૧૦}$,૭ની કિમત $\frac{૭}{૧૦૦}$ અને ૮ની કિમત $\frac{૮}{૧૦૦૦}$ છે.

પૂર્ણાંક અને અપૂર્ણાંક જુદા પાડવાને તેઓની વચ્ચે ( · ) ચિન્હ કહાડે છે. એ ચિન્હને દશાંશ ચિન્હ કહે છે અને તે, બન્નેની વચ્ચે જરા ઉપરથી આવે છે. ( કારણ નીચેથી કહાડેલા એવા ચિન્હને ગુણ્યાનું ચિન્હ કહે છે ). દશાંશ ચિન્હની ડાબી તરફ જે આંકડા આવે તે પૂર્ણાંક અને જમણી તરફ આવે તે અપૂર્ણાંક છે. પૂર્ણાંકની સંખ્યાની માફક દશાંશની સંખ્યા બતાવવાને અંકસ્થાનો કરેલા છે.

ગુજરાતીમાં અંકસ્થાનો બતાવવાને આગળ કહેલા અંકસ્થાનના નામમાં '—અંશ' શબ્દ ઉમેરે છે ને અંગ્રેજીમાં "—th" ઉમેરે છે.

જેમકે દશાંશ ચિન્હની જમણી તરફ જતાં

| | ગુજરાતીમાં | | અંગ્રેજીમાં |
|---|---|---|---|
| ( ૧ ) | દશાંશ | = | Tenths. |
| ( ૨ ) | શતાંશ | = | Hundredths. |
| ( ૩ ) | સહસ્રાંશ | = | Thousandths. |
| ( ૪ ) | દશ સહસ્રાંશ | = | Ten thousandths. |
| ( ૫ ) | લક્ષાંશ | = | Hundred-thousandths. |
| ( ૬ ) | દશ લક્ષાંશ | = | Millionths. |
| ( ૭ ) | કરોડાંશ | = | Ten-millionths. |

એ પ્રમાણે બીજા અંકસ્થાનો વિશે પણ સમજવું.

દશાંશ અપૂર્ણાંકને દશે ગુણવા હોય તો દશાંશ ચિન્હ જમણી તરફ એક સ્થળ ખસેડવું; સોએ ગુણવા હોય તો બે સ્થળ, હજારે ગુણવા હોય તો ત્રણ સ્થળ; એ પ્રમાણે ગુણકમાં એકડા પછી જેટલા મીંડા હોય તેટલા સ્થળ જમણી બાજુ દશાંશ ચિન્હ તરફ ખસેડવું.

દા. ૧. ૨૪·૫૬૩ એને ૧૦ વડે, ૧૦૦ વડે, અને ૧૦૦૦૦૦વડે ગુણો.

જવાબ. ૨૪૫·૬૩, ૨૪૫૬·૩, ૨૪૫૬૩૦૦.

દશાંશ અપૂર્ણાંકને દશે ભાગવા હોય તો દશાંશનું ચિન્હ ડાબી બાજુ તરફ એક સ્થળ ખસેડવું; સોએ ભાગવા હોય તો બે સ્થળ, હજારે ભાગવા હોય તો ત્રણ સ્થળ......એ પ્રમાણે ભાજકમાં એકડા પછી જેટલા મીંડા હોય તેટલા સ્થળ ડાબી બાજુ તરફ ખસેડવા.

(રકમ પૂરી થાય અને સ્થળ ખુટતા હોય તો તે જગ્યા મીંડાથી પૂરવી.)

દા. ૨. ૩૭·૦૪૩ને ૧૦, ૧૦૦૦ અને ૧૦૦૦૦ વડે ભાગો.

જવાબ. ૩·૭૦૪૩. ·૦૩૭૦૪૩, અને ·૦૦૩૭૦૪૩.

ઉપર કહ્યા પ્રમાણે દશાંશ અપૂર્ણાંકના છેદ દશ, સો, હજાર વગેરે છે, માટે કોઇ પણ દશાંશ રકમને વ્યવહારી અપૂર્ણાંક (Vulgar Fraction )માં લાવવી હોય તો નીચે પ્રમાણે લવાય છે.

**રીત:**—દશાંશ ચિન્હ પડતું મેલી જે રકમ કહી હોય તે રકમ અંશમાં લખી છેદમાં એકડો અને દશાંશના ચિન્હ પછી જેટલા સ્થળ હોય તેટલા મીંડા લખવા. પછી અતિસંક્ષેપ રૂપ આવતું હોય તો કાઢવું.

દા. ૩. ·૩૫૮૯ને અપૂર્ણાંક ( વ્યવહારી અપૂર્ણાંક)નું રૂપ આપો.

આ દાખલામાં દશાંશ ચિન્હ પછી ૩૫૮૯ રકમ છે તે અંશમાં લખી નીચે લીટી દોરી એકડા પછી ચાર મીંડા મુકવા; કારણ કે દશાંશ ચિન્હ પછી ચાર સ્થળ છે. માટે

$$૩૫૮૯ = \frac{૩૫૮૯}{૧૦૦૦૦} \text{ જવાબ.}$$

દા. ૪. ·૦૦૩૪૭૩ને અપૂર્ણાંકનું રૂપ આપો.

$$·૦૦૩૪૭૩ = \frac{૩૪૭૩}{૧૦૦૦૦૦૦} \text{ જવાબ.}$$

દા. ૫. ૨૭·૦૫૪૩૫ને અપૂર્ણાંકનું રૂપ આપો.

$$૨૭·૦૫૪૩૫ = ૨૭\frac{૫૪૩૫}{૧૦૦૦૦૦} = ૨૭\frac{૧૦૮૭}{૨૦૦૦૦} \text{ જવાબ.}$$

સુચના :—(૧) દશાંશ ચિન્હ પછી મીંડા હોય તો દશાંશ ચિન્હ કાઢી નાંખ્યા પછી કાંઇ કામના નથી માટે તે કાઢી નાખવા. કારણ દશાંશ ચિન્હ કાઢી નાંખ્યા પછી અંશમાં જે રકમ આવે છે તે અંશમાં પૂર્ણાંક છે માટે પૂર્ણાંક રકમની ડાબી બાજુને છેડે મીંડા હોય તેની કિંમત કાંઇ નથી પણ એટલું યાદ રાખવું કે દશાંશ ચિન્હ હોય ને પછી મીંડું અથવા મીંડાં આવે ને પછી આંકડા આવે તો તે મીંડાં કામનાં છે.

(૨) દશાંશ અપૂર્ણાંકની રકમ પછી જમણી તરફ ગમે તેટલા મીંડા હોય તેની કીંમત નથી ; માટે તે મીંડા કહાડી નાંખવા કારણ એમ કરવાથી અંશને દશગણા ઘટાડીએ છીએ તેજ વખતે છેદ પણ દશગણા ઘટે છે. માટે

·૭૦ = ·૭ ; ·૦૭૦૦૦ = ·૦૭ ; ·૦૭૦૦૦૦૦ = ·૦૭.

માટે સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરેના દાખલામાં દશાંશના સ્થળોની જમણી બાજુએ જેટલાં મીંડાં આવે તે કાઢી નાંખી જવાબ લખવો. તેમજ કોઇ વખતે દશાંશના સ્થળો પછી જમણી બાજુ તરફ મીંડાં ઉમેરવાં પડે તો ઉમેરવાં, કારણ કે એ મીંડાઓની કાંઇ કિંમત નથી.

કોઇ પણ વ્યવહારી અપૂર્ણાંકના છેદમાં એકડા પછી ગમે તેટલાં મીંડાં આવ્યાં હોય તો તેને દશાંશમાં સ્હેલથી નીચે મુજબ લાવી શકાય.

રીત :—અંશમાં જેટલી રકમ આપી હોય તે લખી, છેદમાં જેટલાં મીંડાં આપ્યાં હોય તેટલી જગ્યા જમણી તરફના છેલ્લા અંકથી ડાબી તરફ ગણી દશાંશ ચિન્હ મુકવું. જગ્યા ખુટે તો તેટલાં મીંડાં પાછળ ઉમેરી દશાંશ ચિન્હ મુકવું. જેમકે

$\frac{૩૭}{૧૦૦}$ = ·૩૭ ; $\frac{૩૭}{૧૦૦૦}$ = ·૦૩૭, $\frac{૧૨૩}{૧૦૦૦૦૦૦૦}$ = ·૦૦૦૦૧૨૩.

બીજા અપૂર્ણાંકોને દશાંશમાં લાવવાની રીત ભાગાકાર પછી આવશે.

---

## એકસર્સાઇઝ ૧૫ મી.

નીચેની દશાંશ સંખ્યા આંકડાથી લખો.

(૧) સાત દશાંશ. (૨) પચિશ શતાંશ ; એકસોતેર સહસ્ત્રાંશ.
(૩) બે પૂર્ણાંક ત્રણ સહસ્ત્રાંશ ; પાંચ પૂર્ણાંક ત્રણ દશસહસ્ત્રાંશ.
(૪) એકહજાર બસો પચીશ લક્ષાંશ. (૫). પાંચ કરોડાંશ.

નીચેની સંખ્યા શબ્દમાં લખો.

(૬) ·૩. (૭) ૮·૨૫. (૮) ·૫૭૫. (૯) ·૦૦૩. (૧૦)·૦૧૨૦૦૧.

નીચેના અપૂર્ણાંકને દશાંશમાં આણો.

(૧૧) $\frac{૧}{૧૦}$. (૧૨) $\frac{૨૧}{૧૦૦}$; $\frac{૭}{૧૦૦}$. (૧૩) ૫$\frac{૩}{૧૦૦૦૦}$. (૧૪) ૨૭$\frac{૭૨૧}{૧૦૦૦૦૦}$. (૧૫) $\frac{૫૦૧૪૨}{૧૦૦૦૦૦}$.

(૧૬) ·૩ ને ૧૦, ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦ થી ગુણો.

(૧૭) ·૦૦૩ ને ૧૦, ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦૦ " "

(૧૮) ૧૫·૦૦૦૦૪૫૩૦૧ ને ૧૦, ૧૦૦૦, ૧૦૦૦૦૦ " "

(૧૯) ૨·૫૩૪૦૨૦૧ ને ૧૦૦, ૧૦૦૦૦, ૧૦૦૦૦૦ " "

(૨૦) ૩૪૭·૨ ને ૧૦, ૧૦૦, ૧૦૦૦ " "

(૨૧) ·૭ ને ૧૦, ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦ થી ભાગો.

(૨૨) ·૨૫ ને ૧૦૦, ૧૦૦૦, ૧૦૦૦૦૦ " "

(૨૩) ૨·૦૧ ને ૧૦, ૧૦૦, ૧૦૦૦૦૦ " "

(૨૪) ૩૪૫·૦૦૩ ને ૧૦૦૦, ૧૦૦૦૦, ૧૦૦૦૦૦ " "

(૨૫) ૫૩૭૮૪૫·૨૫ ને દશલાખે ભાગો.

નીચેના દાખલાઓને વ્યવહારી અપૂર્ણાંકમાં અતિસંક્ષેપ રૂપમાં મુકો.

(૨૬) ·૦૭૫. (૨૭) ·૪૮૪. (૨૮) ૨·૦૪. (૨૯) ૫૩૫·૨.

(૩૦) ·૦૭. (૩૧) ·૪૨. (૩૨) ·૦૪૨. (૩૩) ૬૪·૦૬૪.

(૩૪) ૭·૫૩૬. (૩૫) ૫·૦૦૦૬૨૫. (૩૬) ૯૧૦·૦૦૦૮.

(૩૭) ૬·૧૭૧૮૭૫. (૩૮) ·૨૩૭૫. (૩૯) ·૦૫૦૭૮૧૨૫.

(૪૦) ૧૫·૦૦૭૫૨૬૪. (૪૧) ·૦૦૫૮૫૯૩૭૫. (૪૨) ·૮૪૩૭૫.

(૪૩) ૧૧·૭૫૭૮૧૨૫. (૪૪) ૮૬·૫૨૭૦. (૪૫) ·૫૯૩૭૫૦૦૦.

(૪૬) ૨·૦૦૦૧૨૫. (૪૭) ૮·૦૦૦૦૦૬૨૫.

(૪૮) ૩·૬૬૦૪૦૦૩૯૦૬૨૫.

નીચેના દાખલાઓમાં દરેક આંકડાની કિંમત લખો.

(૪૯) ·૩ ; ·૦૩ ; ·૦૦૩ ; ૫·૦૦૦૦૩. (૫૦) ૨૫·૨૩૫૦૦૩.

## દશાંશના સરવાળા અને બાદબાકી.

દશાંશના સરવાળા કરવાની રીત:—

રકમો અકેકની નીચે એવી રીતે ગોઠવવી કે દશાંશ ચિન્હ અકેકની નીચે એકજ લીટીમાં આવે. પછી દશાંશ ચિન્હ જાણે આપ્યું ન હોય તેમ સરવાળો કરવો. પણ જવાબમાં ઉપરના દશાંશ ચિન્હની નીચે દશાંશ ચિન્હ મૂકવું. (જ્યાં જગ્યા ન હોય ત્યાં મીંડાં સમજવાં).

દા૦ ૧. ૯.૨૩૫, ૭.૩૪, ૪.૨૦૨૫, અને .૩૧૨ એ રકમોનો સરવાળો કરો.

૯.૨૩૫૦ આ દાખલામાં દશાંશની પાસેની હારના ૨, ૩, ૨, ૩
૭.૩૪૦૦ આંકડાઓનો સરવાળો દશ આવ્યો, માટે મીંડું મુકી
૪.૨૦૨૫ દશાંશનું ચિન્હ આવ્યું માટે તે ચિન્હ મુકી વદી
.૩૧૨૦ પૂર્ણાંકમાં લઇ ગયા. એજ દાખલાની રકમોમાં જગ્યા

૧૮.૦૮૯૫ ખુટી ત્યાં મીડાં મુક્યા છે તે ન મુકે તોએ ચાલે.

જવાબ.

દા૦ ૨. ૩૭.૫૦૩૭+.૦૪૨+૩૪૨+૨.૧ ને સાદું રૂપ આપો.

૩૭.૫૦૩૭
.૦૪૨
૩૪૨.
૨.૧

૩૮૧.૬૪૫૭

૩૮૧.૬૪૫૭ જવાબ.

દશાંશની બાદબાકી કરવાની રીત :—

જે રકમમાંથી બાદ કરવાના હોય તે રકમ લખો તેની નીચે બાદ કરવાની રકમ એવી રીતે લખવી કે દશાંશ ચિન્હ ઉપલી રકમના દશાંશ ચિન્હની નીચે આવે. પછી દશાંશ ચિન્હ જાણે આપ્યું ન હોય તેમ બાદબાકી કરવી. પણ જવાબમાં ઉપરના દશાંશ ચિન્હોની નીચે દશાંશ ચિન્હ મુકવું.

દા૦ ૩. ૯.૪૨માંથી ૬.૮૨૪ બાદ કરો.

૯.૪૨૦ આ દાખલામાં પહેલી રકમમાં દશાંશ ચિન્હ પછી
૬.૮૨૪ ત્રીજી જગ્યા ખુટે છે ત્યાં મીંડું મુકવું, ન મુકે તોએ
૨.૫૯૬ ચાલે પણ મીંડું છે એમ સમજવું.

૨.૫૯૬ જવાબ.

દા૦ ૪. ૧૨૫માંથી .૦૦૪૮ બાદ કરો.

૧૨૫.૦૦૦૦
.૦૦૪૮

૧૨૪.૯૯૫૨

૧૨૪.૯૯૫૨. જવાબ.

દા૦ ૫. ૧૭.૫ અને .૦૦૧૭૫ એ બે રકમનો તફાવત કાઢો.

૧૭.૫
.૦૦૧૭૫ ૧૭.૪૯૮૨૫
૧૭.૪૯૮૨૫ જવાબ.

---

## એકસર્સાઇઝ ૧૬ મી.

નીચેની રકમોનો સરવાળો કરો.

(૧) ૬.૨૩૫. ૫.૩૪, ૧૦.૮૨૫. અને .૦૦૩.

(૨) .૧૩૪, .૫૭૨, ૩.૨૦૫૪, .૦૦૨૭, અને ૩.૯૮૫૯.

(૩) ૫.૮૨૦૯, .૦૦૦૦૨૫, ૮૫૦૪.૨૫, ૬.૩૪૫૬. અને .૦૮૪૦૭૫.

(૪) ૧૪.૯૪, .૦૦૮૫૭, ૧.૫, ૫૬૦૭.૨૫, ૫૩૦ અને .૦૦૫૭.

(૫) .૦૬, ૧૬૫, ૧.૩૪૭, .૦૦૦૩, ૨૧૬૦.૧, અને ૧૯.

(૬) ૧૨૫.૧૨૦૧,૩૪.૦૦૦૭૬, .૦૨, ૫૦.૯૨, અને ૭૪૩.૭૧૩.

(૭) ૨.૦૦૬૮, .૦૩૧૩૭, .૯૯૭૬૪૧, ૧.૦૦૦૦૦૦૯, ૫૭, અને ૧.૫.

(૮) ૨૩૬+.૦૦૨૭+.૩૫+.૦૮૬+૩૨.૧૦૧+.૪૦૫૪+.૦૦૦૦૪.

(૯) ૩૦૦.૦૦૭૫+૨૫૦.૦૦૨૫+.૪૫૦૦૭૫+૩૪.૨૫૬+૭૦.૬૫૯.

(૧૦) ૧૧.૭૯+.૦૨૫+૧૦૩.૦૦૩૭૫+.૦૦૦૫૪૯૫+૪૯૫૭.૫.

નીચેની રકમોનો સરવાળો કરો ને વ્યવહારી અપૂર્ણાંકથી જવાબ મેળવો.

(૧૧) ૫૭.૩૪૫૮, ૪૦૦૨.૩૫, ૭.૫૭૫૮, .૩૦૯૬, અને ૨૪.૩૨૦૯.

(૧૨) .૦૦૦૩૦૨૫, ૧૯.૯૯૯૮૭, ૨૮૬.૨, ૫.૦૦૦૦૨૫,૭૦૦૦, અને ૩૦૦.૪૦૭૩.

નીચેના દાખલાની બાદબાકી કરો.

(૧૩) ૬.૫૦૧માંથી ૩.૦૭ બાદ કરો.

(૧૪) ૩ – ૨.૯૯૮૯. (૧૫) ૩૯.૭૬૮ – .૦૦૯૦૮૦૬.

(૧૬) ૧.૨૧૩૧૪ – .૮૭૬૫૩૪. (૧૭) ૬૫.૪૯ – ૫૬.૫૩૭૬.

(૧૮) ૭ – .૦૦૦૪૮૬. (૧૯) ૩૧.૪૯૭૫ – ૩૧.૪૯૭૨૫.

નીચેના દાખલાની બાદબાકી કરો અને અપૂર્ણાંકથી જવાબ મેળવો.

(૨૦) .૦૦૧ – .૦૦૦૧. (૨૧) ૩૨૪ – .૦૦૦૨૫.

નીચેના દાખલા ( અપૂર્ણાંકમાં લાવ્યા વગર ) દશાંશમાંજ કરો.

(૨૨) ૭.૬૫૪૩૨૭—.૩૭૯૩૦૮૬+૯.૦૬૯૯૬—.૦૦૯૯૯+.૩૪૫.

(૨૩) ૩.૧૪૧૫૯— .૩૧૪૧૫૯  .૦૩૧૪૧૫૯

(૨૪) ૭.૧૪૭૫ — ૬.૫૭૯૬ + ૧.૪૩૨૧.

(૨૫) ૯૭.૨૧૬—૩૮.૬૭૫૭+૧૨.૦૦૦૪૧૫૯— .૭૨૨૦૨૧+૧.૧.

---

## ગુણાકાર.

દશાંશ રકમોના ગુણાકાર કરવાની રીત :—

ગુણકને ગુણ્યની નીચે મુકી દશાંશના ચિન્હો જાણે આપ્યાજ ન હોય તેમ બન્ને રકમોનો ગુણાકાર કરી જવાબ કાઢવો. પછી ગુણ્ય અને ગુણકના દશાંશ સ્થળોનો સરવાળો કરવો અને જવાબમાં જમણી તરફના છેલ્લા અંકથી ડાબી તરફ તે સરવાળા જેટલા સ્થળો ગણી દશાંશ ચિન્હ મુકવું. જગ્યા ખુટે તો મીડાં મુકી ખોટ પુરી પાડવી.

દા૦ ૧. ૭.૨૪ને .૪૩ વડે ગુણો.

```
   ૭.૨૪
    .૪૩
   ----
   ૨૧૭૨
  ૨૮૯૬
  ------
 ૩.૧૧૩૨ જવાબ.
```

આ દાખલામાં ગુણ્યમાં ૨ સ્થળ છે અને ગુણકમાં પણ ૨ સ્થળ છે. માટે ૨ + ૨ = ૪. જવાબમાં જમણી તરફના છેલ્લા અંકથી ચાર સ્થળ ડાબી તરફ ગણી દશાંશ ચિન્હ મુક્યું છે.

દા૦ ૨. ૪.૩૨૫ અને ૬.૦૮ નો ગુણાકાર કરો.

```
      ૪.૩૨૫
       ૬.૦૮
     ------
     ૩૪૬૦૦
  ૨૫૯૫૦×
  --------
 ૨૬.૨૯૬૦૦=૨૬.૨૯૬. જવાબ.
```

આ દાખલામાં જવાબને છેડેના મીડાં નકામા છે તે દશાંશ ચિન્હ મુક્યા પછી કાઢી નાખી જવાબ લખવો.

દા૦ ૩. .૬૨૪ × .૦૦૩૪ ની કિંમત શોધી લાવો.

```
    .૬૨૪
   .૦૦૩૪
   -----
    ૨૪૯૬
   ૧૮૭૨
  ------
 .૦૦૨૧૨૧૬ જવાબ.
```

૩ + ૪ = ૭ સ્થળો. પણ જવાબમાં છેડેથી ગણતાં પાંચ સ્થળો છે માટે ખુટતા બે સ્થળોને માટે બે મીડાં લખી દશાંશ સ્થળ મુક્યું છે.

દા૦ ૪. ·૦૨૩૫ અને ·૦૦૨૫૪ નો ગુણાકાર કરો.

·૦૨૩૫<br>
·૦૦૦૨૫૪<br>
———<br>
૯૪૦<br>
૧૧૭૫<br>
૪૭૦<br>
———

·૦૦૦૦૦૫૯૬૯૦ = ·૦૦૦૦૦૫૯૬૯૦ જવાબ.

દા૦ ૫. ૧·૦૫×૧·૦૫×૧·૦૫×૧૨૫ ની કિંમત કાઢો.

૧·૦૫<br>
૧·૦૫<br>
———<br>
૫૨૫<br>
૧૦૫×<br>
———<br>
૧·૧૦૨૫<br>
૧·૦૫<br>
———<br>
૫૫૧૨૫<br>
૧૧૦૨૫×<br>
———<br>
૧·૧૫૭૬૨૫<br>
૧૨૫<br>
———<br>
૫૭૮૮૧૨૫<br>
૨૩૧૫૨૫૦<br>
૧૧૫૭૬૨૫<br>
———<br>
૧૪૪·૭૦૩૧૨૫

૧૪૪·૭૦૩૧૨૫. જવાબ.

## ભાગાકાર.

દશાંશના ભાગાકાર કરવાની રીત :—

પહેલા ભાજકને પૂર્ણાંક બનાવવા એટલે ભાજકમાં જેટલા દશાંશ ચિન્હ હોય તે દશાંશ સ્થળો ગણી તેટલા સ્થળો ભાજ્યમાંથી જમણી તરફ દશાંશ ચિન્હ ખસેડી નવું ચિન્હ મુકવું. પછી સાદા ભાગાકાર પ્રમાણે

મુદ્દત મુદ્દત વ્યાજ વ્યાજ

વ. ૧ : વ. ૫ : : રૂ. ૧૦ : જવાબ રૂ. $\frac{૧૦}{૧}\times\frac{૫}{૧}\times\frac{૧}{૧}=$ ૫૦ રૂ.

રૂ. ૧૦૦ નું ૫ વરસનું વ્યાજ.

વ્યાજ વ્યાજ મુદ્દલ મુદ્દલ

રૂ. ૫૦ : રૂ. ૩૫ : : રૂ. ૧૦૦ : જવાબ રૂ.

$\frac{\overset{૨}{\cancel{૧૦૦}}}{૧}\times\frac{૩૫}{૧}\times\frac{૧}{\cancel{૫૦}}=$ ૭૦ રૂ. મુદ્દલ જવાબ.

---

## એકસર્સાઇઝ ૨૮ મી. (ઈ).

૫૧. ૧૮૯૧ ના મે મહિનાની ૨૪ મી તારીખથી તે ૧૮૯૪ ના માર્ચની ૧૧ મી તારીખ સુધી રૂ. ૪૩૭–૮ આ. નું ૬$\frac{૪}{૫}$ ટકા પ્રમાણે વ્યાજ શોધી કહાડો.

૫૨. ૧૮૯૪ ના નવેંબરની ૭ મી તારીખથી તે ૧૮૯૫ના માર્ચની ૨૨ મી તારીખ સુધી પા. ૯૪૯ નું ૬$\frac{૨}{૩}$ ટકાની તેરીખે કેટલું વ્યાજ થાય ?

૫૩. ૧૮૯૫ ના જાનેવારીની પહેલી તારીખથી ૧૯૦૦ ના માર્ચની ૧ લી તારીખ સુધી રૂ. ૧૦૯૫ નું ૩$\frac{૯}{૮}$ ટકાની તેરીખે કેટલું વ્યાજ થાય ?

૫૪. ૧૮૬૭ ની ૧૬ મી એપ્રીલથી ૨૦ મી મે ૧૮૬૮ સુધીનું રૂ. ૪૩૧–૧૪ આ. ૮ પૈનું ૧$\frac{૯}{૭૧}$ ટકાની તેરીખે વ્યાજમુદ્દલ શું થાય ?

૫૫. ૧૮૮૪ ના ફેબ્રુઆરીની ૬ ઠી તારીખથી ૧૮૮૮ ના એપ્રીલની ૧૮મી સુધી ૨ ટકા પ્રમાણે ૪૪૬પા. ૧૭શિ. ૬પે.નું વ્યાજમુદ્દલ કેટલું થાય.

૫૬. મેં અ ને ૨૫ મી માર્ચ ૧૮૮૩ ને દિવસે ૫૧૧ પા. ૩ ટકાના વ્યાજે આપ્યા; અને તેણે મને તે રકમ વ્યાજ સાથે ૧૮૮૪ ના એપ્રીલની ૨૮ મીએ પાછી આપી. વળી ૧૮૮૩ ના એપ્રીલની ૧૮ મીએ બ ને તેટલીજ રકમ મેં ૪$\frac{૧}{૬}$ ટકાની તેરીખે વ્યાજે આપી. અને તેણે મને તે રકમ ૧૮૮૪ ના મેની ૧૧ મી તારીખે વ્યાજ સાથે પાછી આપી ત્યારે કોના તરફથી મને વધારે રકમ મળી ? અને તે રકમ કેટલી ?

૫૭. એક વેપારીને ત્યાં ૧૩ મી માર્ચને દિવસે પા. ૧૧૬૮, ૩$\frac{૧}{૨}$ ટકાની તેરીખે વ્યાજે મુક્યા. પણ તે વેપારીએ દેવાળું કહાડવાથી તેણે મને ૨૧મી જુનને દિવસે પા. ૧૧૬૮ પાછા આપ્યા. ત્યારે મને કેટલી ખોટ ગઇ ?

૫૮. એક વેપારીને ત્યાં પા. ૧૬૭૯, ૪ થી મેને દિવસે ૨$\frac{૨}{૩}$ ટકાની તેરીખે વ્યાજે મુક્યા પણ તે વેપારી પડી ભાંગવાથી તેણે મને ૨૦ મી નવેંબરે પા. ૧૬૦૦ પાછા આપ્યા. ત્યારે મને ખોટ કેટલી ગઇ?

૫૯. ૧૮૮૦ ના ફેબ્રુઆરીની ૧૧ મીથી તે ૧૮૮૪ ના મેની ૨૦ મી સુધીમાં ૧$\frac{૨}{૩}$ ટકાની તેરીખે કેટલા મુદ્દલનું ૧૪૬ પા. ૧૨ શિ. ૬ પે. વ્યાજમુદ્દલ થાય?

૬૦. અમુક રકમનું ૧$\frac{૩}{૪}$ વરસમાં દર વરસે ૪$\frac{૨}{૩}$ ટકાની તેરીખે રૂ. ૧૯૨૭–૫ આ. ૪ પૈ વ્યાજ થાય છે. તે રકમ શોધી કહાડો.

૬૧. દર વરસે દર સેંકડે ૩$\frac{૩}{૧૧}$ ટકાની તેરીખે કયી રકમનું વ્યાજ-મુદ્દલ ૨$\frac{૧૬}{૧૭}$ વરસમાં ૧૮૯૯ પા. ૧૩ શિ. ૪ પે. થશે?

૬૨. એક વેપારીને ત્યાં ૮ મી જાનેવારી ૧૮૮૮ ને દિવસે રૂ. ૧૩૨–૫ આ. વ્યાજે મુક્યા, અને તેજ વરસમાં ૩ જી નવેમ્બરને દિવસે મને વ્યાજ સાથે રૂ. ૧૪૧–૬ આ. મળ્યા ત્યારે મને વ્યાજ કેટલા ટકા પડ્યું?

૬૩. ૯૩૪૨ પા. ૧૨ શિ. ૨ પે. નું વ્યાજમુદ્દલ ૧$\frac{૩}{૭}$ વરસમાં ૯૬૦૯ પા. ૧૦ શિ. ૯$\frac{૩}{૫}$ પે. થાય છે ત્યારે વ્યાજનો દર કેટલો?

૬૪. ૧૬૦ પા. ૧૨ શિ. કયી તારીખે વ્યાજે મુકેલા હોવા જોઇએ કે જેથી ૮$\frac{૧}{૩}$ ટકાની તેરીખે તેનું વ્યાજ ૧૭ મી માર્ચ ૧૮૦૦ ને દિવસે ૧૫ પા. ૮ શિ. થાય?

૬૫. કેટલા ટકાની તેરીખે ૩૫ વરસમાં કોઇ પણ રકમ ત્રણ ગણી થાય?

૬૬. કેટલા ટકાની તેરીખે ૪૦ વરસમાં વ્યાજની રકમ મુદ્દલ કરતાં બમણી થાય?

૬૭. કેટલા ટકાની તેરીખે ૩૨ વરસમાં કોઇ પણ રકમ પાંચ ગણી થાય?

૬૮. કેટલા ટકાની તેરીખે ૩૨ વરસમાં વ્યાજની રકમ મુદ્દલ કરતાં પાંચગણી થાય?

૬૯. કોઇ માણસે મારે ત્યાં વ્યાજે રૂપીઆ મુક્યા. અને ૬૦ વરસ પછી જ્યારે વ્યાજની રકમ મુદ્દલ કરતાં ૭ ગણી થઇ ત્યારે તેણે તે રકમ બધી ઉપાડી લીધી. તો વ્યાજનો દર શોધી કહાડો.

૭૦. કેટલા વરસમાં ૨$\frac{૧}{૪}$ ટકા પ્રમાણે બ્યાજની રકમ મુદ્દલ જેટલી થાય ?

૭૧. કેટલા વરસમાં ૪$\frac{૪}{૫}$ ટકા પ્રમાણે બ્યાજની રકમ મુદ્દલના કરતાં ત્રણગણી થાય ?

૭૨. કેટલા વરસમાં ૧૬ ટકા પ્રમાણે કોઈ પણ રકમ પાંચગણી થાય ?

૭૩. ૪$\frac{૧}{૪}$ ટકાની તેરીખે ૩$\frac{૧}{૨}$ વરસમાં રૂા. ૭૫૦નું બ્યાજ થાય તેટલુંજ બ્યાજ ૫$\frac{૧}{૪}$ ટકાની તેરીખે ૩$\frac{૧}{૩}$ વરસમાં કેટલા મુદ્દલનું થાય ?

૭૪. ૭$\frac{૧}{૫}$ વરસમાં ૨$\frac{૧}{૨}$ ટકાની તેરીખે રૂા. ૬૩૩–૫ આ. ૪ પૈનું જેટલું બ્યાજ થાય તેટલું બ્યાજ રૂા. ૩૬૦નું ૬$\frac{૧}{૩}$ વરસમાં કેટલા ટકાની તેરીખે થાય ?

૭૫. જેટલા વરસમાં ૫ ટકાની તેરીખે કોઈ પણ રકમ બમણી થાય તેટલાજ વરસમાં રૂા. ૫૫૦નું બ્યાજ રૂા. ૩૮૫ કેટલા ટકાની તેરીખે થાય ?

---

દા. ૨૦. રૂા. ૭૦૦, ૬ વરસ સુધી બ્યાજે મુક્યા અને રૂા. ૧૧૦૦, ૪ વરસ સુધી તેટલાજ ટકાની તેરીખે બ્યાજે મુક્યા. કુલ બ્યાજ રૂા. ૩૦૧ થાય તો બ્યાજનો દર શોધી કહાડો.

રૂા. ૭૦૦નું ૬ વરસનું બ્યાજ રૂા. ૪૨૦૦ના ૧ વરસના બ્યાજ બરોબર છે.

રૂા. ૧૧૦૦નું ૪ વરસનું બ્યાજ રૂા. ૪૪૦૦ના ૧ વરસના બ્યાજ બરોબર છે.

માટે બંને રકમોનું કુલ બ્યાજ રૂા. ૪૨૦૦ + રૂા. ૪૪૦૦ = રૂા. ૮૬૦૦ના ૧ વરસના બ્યાજ જેટલું છે. પણ બંને રકમોનું કુલ બ્યાજ રૂા. ૩૦૧ આપેલું છે. માટે રૂા. ૮૬૦૦નું ૧ વરસનું બ્યાજ પણ રૂા. ૩૦૧ છે. રૂા. ૮૬૦૦ મુ.ઃ રૂા. ૧૦૦ મુ.ઃઃ બ્યા. રૂા. ૩૦૧ઃ બ્યા. જવાબ રૂા.

$$\frac{૩૦૧}{૧૦૦} \times \frac{૧૦૦}{૧} \times \frac{૧}{૮૬૦૦} = \frac{૭}{૨} = ૩\frac{૧}{૨}$$ ટકા જવાબ.

દા. ૨૧. એક માણસને મેં રૂા. ૩૫૦, ૬ ટકાના બ્યાજથી ૪ વરસ સુધી ધીર્યા; બીજા માણસને અમુક રકમ તેજ દરથી તેટલીજ મુદતને

માટે ધીરી; અને બંનેનું સામટું વ્યાજ રૂા. ૧૪૪ થયું, ત્યારે બીજા માણસને મેં કેટલી રકમ ધીરી તે શોધી કહાડો.

પહેલી રકમનું કેટલું વ્યાજ થાય છે તે પહેલાં શોધી કહાડવું.

મુદ્દલ. રૂા. ૧૦૦ : રૂા. ૩૫૦ } વ્યાજ.
મુદ્દત. વ. ૧ : વ. ૪ } : : રૂા. ૬ : જવાબ.

$$\frac{૬}{૧} \times \frac{\overset{૭}{\cancel{૩૫૦}}}{૧} \times \frac{\overset{૨}{\cancel{૪}}}{૧} \times \frac{૧}{\underset{૨}{\cancel{૧૦૦}}} = ૮૪ \text{ રૂા., રૂા. ૩૫૦નું ૪ વરસનું વ્યાજ.}$$

બંને રકમોનું વ્યાજ રૂા. ૧૪૪ થાય છે માટે બીજી રકમનું વ્યાજ રૂા. ૧૪૪–રૂા. ૮૪=રૂા. ૬૦ હોવું જોઇએ. અને તે વ્યાજ રૂા. ૬૦ ૪ વરસનું છે. તે ઉપરથી બીજી મુદ્દલ રકમ શોધી કહાડવી.

મુદ્દત મુદ્દત વ્યાજ.
વ. ૪ : વ. ૧ : : રૂા. ૬૦ : જવાબ રૂા. $\frac{\overset{૧૫}{\cancel{૬૦}}}{૧} \times \frac{૧}{\cancel{૪}} = ૧૫$ રૂા.

વ્યાજ વ્યાજ મુદ્દલ મુદ્દલ.
રૂા. ૬ : રૂા. ૧૫ : : રૂા. ૧૦૦ : જવાબ રૂા.

$$\frac{\overset{૫૦}{\cancel{૧૦૦}}}{૧} \times \frac{\overset{૫}{\cancel{૧૫}}}{૧} \times \frac{૧}{\underset{\cancel{૨}}{\cancel{૬}}} = ૨૫૦ \text{ રૂા. મુદ્દલ જવાબ.}$$

---

## એકસરસાઇઝ ૨૮મી. (૬).

૭૬. ૧૬ મી અક્ટોબર ૧૮૭૮ ને દિવસે ૧૩$\frac{૧}{૮}$ ટકા પ્રમાણે અમુક રકમ વ્યાજે મુકી અને તે રકમ બમણી થઇ ત્યારે તે ઉપાડી લીધી. ત્યારે તે કયી તારીખે ઉપાડી લીધી?

૭૭. ૧૧$\frac{૧૩}{૩૨}$ ટકાની તેરીખે અમુક રકમ વ્યાજે મુકી અને તે રકમ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૮૪ ને દિવસે ત્રણ ગણી થઇ ત્યારે ઉપાડી લીધી. ત્યારે તે રકમ કયે દિવસે વ્યાજે મુકી હશે?

૭૮. ૧૬$\frac{૨}{૮}$ ટકાની તેરીખે અમુક રકમ વ્યાજે મુકી અને ૨૨ મા માર્ચ ૧૯૦૦ ને દિવસે તે બમણી થશે; ત્યારે તે રકમ વ્યાજે ક્યારે મુકેલી હોવી જોઇએ?

૭૯. એક માણસ પાસેથી મેં રૂા. ૬૩૦, ૩$\frac{૧}{૨}$ ટકાની તેરીખે વ્યાજે લીધા. તેજ વખતે બીજા માણસ પાસેથી રૂા. ૪૫૦ વ્યાજે લીધા. બંને રકમો ૨$\frac{૨}{૩}$ વરસ પછી પાછી આપી અને બંને રકમોનું વ્યાજ સરખું થયું. ત્યારે પાછળની રકમના વ્યાજનો દર શું ?

૮૦. રૂા. ૧૨૫૦નું ૩ ટકા પ્રમાણે ૫$\frac{૧}{૨}$ વરસમાં જેટલું વ્યાજ થાય તેટલુંજ વ્યાજ રૂા. ૧૫૦૦નું ૩$\frac{૩}{૪}$ ટકાના દરથી કેટલા વરસમાં થાય ?

૮૧. એક માણસને રૂા. ૧૦૫૦, ૧૨ ટકાની તેરીખે ૭$\frac{૧}{૫}$ વરસ સુધી ધીર્યા. બીજા માણસને એક રકમ ૮$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે ૫$\frac{૨}{૫}$ વરસની મુદતને માટે ધીરી. બંનેના વ્યાજ સરખા થયા. ત્યારે બીજા માણસને ધીરેલી રકમ શોધી કહાડો.

૮૨. અમુક ટકાની તેરીખે પા. ૭૮૯-૧૫ શિ. નું ૪$\frac{૪}{૯}$ વરસમાં જેટલું વ્યાજ થાય છે તેટલુંજ વ્યાજ પા. ૪૯૧-૮ શિ. નું ૬$\frac{૧}{૪}$ ટકાની તેરીખે ૫$\frac{૫}{૭}$ વરસમાં થાય છે. પહેલા મુદ્દલના વ્યાજનો દર શોધી કહાડો.

૮૩. અમુક વરસમાં રૂા. ૨૫૭-૨ આ. ૩$\frac{૩}{૭}$ પૈનું ૫$\frac{૫}{૯}$ ટકા પ્રમાણે વ્યાજ થાય તેટલુંજ વ્યાજ રૂા. ૨૪૫-૭ આ. ૩$\frac{૩}{૧૧}$ પૈ નું ૪$\frac{૧}{૬}$ ટકાની તેરીખે ૭$\frac{૧}{૩}$ વરસમાં થાય છે. પહેલી રકમની મુદત શોધી કહાડો.

૮૪. જેટલા ટકાની તેરીખે કોઇ પણ રકમ ૨૦ વરસમાં ત્રણ ગણી થાય તેટલાજ ટકાની તેરીખે તેજ રકમ કેટલા વરસમાં ચાર ગણી થાય ?

૮૫. જેટલા વરસમાં કોઇ પણ રકમનું વ્યાજ ૧૬ ટકાની તેરીખે મુદ્દલ રકમ કરતાં બમણું થાય તેટલાજ વરસમાં વ્યાજની રકમ મુદ્દલ કરતાં દોઢગણી કેટલા ટકાની તેરીખે થાય ?

૮૬. અમુક રકમ અમુક મુદતમાં ૪ ટકા પ્રમાણે ત્રણ ગણી થાય છે. તેજ રકમ અમુક વ્યાજના દરથી ૪૦ વરસમાં ત્રણ ગણી થાય છે. ત્યારે પહેલી રકમની મુદત અને બીજીનો વ્યાજનો દર શોધી કહાડો.

૮૭. જેટલા ટકાની તેરીખે કોઇ પણ રકમ ૨૫$\frac{૧}{૨}$ વરસમાં ૯$\frac{૧}{૨}$ ગણી થાય તેથી અર્ધા વ્યાજના દરથી તેજ રકમ કેટલા વખતમાં ૩$\frac{૧}{૨}$ ગણી થાય ?

૮૮. જેટલા વરસમાં કોઇ પણ રકમ ૧૫ ટકાની તેરીખે ત્રણ ગણી થાય છે તેથી ત્રણ ગણી મુદતમાં કેટલા ટકાની તેરીખે તે ચાર ગણી થાય ?

૮૯. જેટલા વરસમાં કોઇ પણ રકમનું વ્યાજ ૭$\frac{1}{2}$ ટકાની તેરીખે મુદ્દલ રકમથી ત્રણ ગણું થાય છે તેટલાજ વખતમાં રૂા. ૬૬૬–૧૦ આ. ૮ પૈનું વ્યાજમુદ્દલ રૂા. ૩૬૬૬–૧૦ આ. ૮ પૈ થાય છે. ત્યારે વ્યાજનો દર શું?

૯૦. જેટલા વરસમાં કોઇ પણ રકમ ૧૨$\frac{1}{2}$ ટકાની તેરીખે ૬ ગણી થશે તેથી $\frac{2}{3}$ મુદતમાં કેટલા મુદ્દલનું વ્યાજમુદ્દલ ૬$\frac{3}{4}$ ટકાની તેરીખે રૂા. ૧૨૬૦ થશે?

૯૧. રૂા. ૫૫૦ નું ૩$\frac{1}{2}$ વરસનું વ્યાજ અને રૂા. ૪૨૫ નું ૨$\frac{1}{2}$ વરસનું વ્યાજ એ બંનેનો કુલ સરવાળો રૂા. ૭૯–૧૦ આ. ૮ પૈ. થાય છે. બંને રકમના વ્યાજનો દર સરખો છે; તે દર શોધી કહાડો.

૯૨. પા. ૧૬૫૦, ૪$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૪ વરસ સુધી ધીર્યા. બીજી રકમ તેટલાજ ટકાની તેરીખે ૫ વરસ સુધી ધીરી. બંને રકમોનું કુલ વ્યાજ પા. ૬૦૦–૧૫ શિ. થાયછે. ત્યારે બીજી મુદ્દલ રકમ શોધી કહાડો.

૯૩. પા. ૮૨૫, ૪$\frac{1}{4}$ ટકાની તેરીખે વ્યાજે ધીર્યા, અને પા ૭૩૩ ૬ શિ. ૮ પે., ૪$\frac{1}{2}$ ટકાની તેરીખે તેજ દિવસે વ્યાજે ધીર્યા. અમુક મુદત પછી તે બંને રકમો ઉપાડી લીધી ત્યારે મને પા. ૧૮૩૦–૧૧ શિ. ૮ પે. બધું મળીને મળ્યા. ત્યારે તે રકમો કેટલો વખત વ્યાજે રહી?

૯૪. અમુક રકમનું ૯$\frac{1}{2}$ ટકાની તેરીખે ૨$\frac{1}{6}$ વરસનું વ્યાજ અને તેજ રકમનું ૩$\frac{1}{5}$ ટકાની તેરીખે ૮$\frac{1}{3}$ વરસનું વ્યાજ એ બંનેનો સરવાળો રૂા. ૯૬–૪ આ. થાય છે. ત્યારે તે રકમ શોધી કહાડો.

૯૫. એક માણસને રૂા. ૧૪૦૦, ૪ વરસ સુધી ૫$\frac{1}{3}$ ટકાનાં દરે વ્યાજે ધીર્યા અને બીજા માણસને એક રકમ ૪$\frac{4}{5}$ ટકાની તેરીખે ૬$\frac{2}{3}$ વરસ સુધી ધીરી. બંને રકમોનું વ્યાજ સરખું હોય તો બીજા માણસને કેટલી રકમ ધીરી?

૯૬. એક માણસને ૩$\frac{3}{4}$ ટકાના વ્યાજથી અમુક રકમ ધીરી. બીજા માણસને તેટલાજ વ્યાજના દરથી તેટલીજ મુદતને માટે રૂા. ૧૫૦ વધારે ધીર્યા. બીજા માણસે રૂા. ૨૫–૫ આ. વ્યાજના વધારે આપ્યા. ત્યારે તે રકમો કેટલો વખત વ્યાજે રહી?

૯૭. અમુક રકમ ૪$\frac{1}{2}$ વરસ સુધી અમુક ટકાના વ્યાજથી વ્યાજે મુકી. તેજ રકમ તેટલીજ મુદતને માટે અગાઉ કરતાં વ્યાજનો દર ૧$\frac{1}{2}$

ટકા વધારીને વ્યાજે મુકી હોત તો રૂા. ૨૧–૧૫ આ. વધારે વ્યાજ ઉપજતે. તે રકમ શોધી કહાડો.

૯૮. અમુક રકમ ૫ ટકાના વ્યાજથી વ્યાજે મુકી; તેજ રકમ તેટલાજ વ્યાજના દરથી ૨½ વરસ સુધી વધારે વ્યાજે રહી હોત તો રૂા. ૮૪–૬ આ. વધારે વ્યાજ મળતે તો તે રકમ કયી?

૯૯. અમુક રકમ ૭½ ટકાના વ્યાજથી અમુક મુદતને માટે વ્યાજે મુકી; તેજ રકમ બે વરસ ઓછો વખત વ્યાજે રહી હોત તો તેનું વ્યાજ તેટલાજ દરથી રૂા. ૯૬–૧૨ આ. ઓછું ઉપજતે. તે રકમ શોધી કહાડો.

૧૦૦. अ એ ब ને અમુક રકમ ૭ ટકાના વ્યાજે ધીરી; क એ ब ને તેટલીજ રકમ તેટલાજ વ્યાજના દરથી ધીરી; ब એ क ને તે રકમ પાછી આપી તેના ૧½ વરસ અગાઉ अ ને તેની રકમ પાછી આપી. अ ને क ના કરતાં ૬૬ પા. ૩ શિ. ઓછા મળ્યા. ब એ દરેક પાસેથી કેટલી રકમ લીધી?

---

## પ્રકરણ ૧૩ મું.

### નફો તોટો ( Profit and Loss ).

કોઇ વસ્તુ ખરીદવાને જે કીંમત આપવી પડે તેને મૂળ કીંમત ( Cost Price ) કહે છે.

કોઇ વસ્તુ વેચતાં મૂળ કીંમત કરતાં વધારે ઉપજે તો નફો ( profit ) થયો કહેવાય છે અને મૂળ કીંમત કરતાં ઓછું ઉપજે તો ખોટ અથવા તોટો ( loss ) થયો કહેવાય છે.

નફો કે તોટો હમેશાં મૂળ કીંમત ( cost price ) અથવા રોકેલી કીંમત ( outlay ) ઉપર ગણાય છે.

કોઇ વસ્તુને માટે મૂળ કીંમત ઉપરાંત મજુરી વગેરેનો જે ખર્ચ થાય છે તે સઘળાને રોકેલી કીંમત ( outlay ) કહે છે.

સાધારણ રીતે નફા તોટાનો દર એક સેંકડા અથવા સો ઉપર ગણાય છે એટલે પાંચ ટકાનો નફો હોય તો ૧૦૦ પાઉંડ મૂળ કીંમત ઉપર ૫ પાઉંડનો નફો સમજવો; ૧૦૦ રૂા. ની મૂળ કીંમત ઉપર ૫ રૂા. નો નફો સમજવો; વગેરે.

નફા તોટાને માટે નીચેના સંબંધ બરોબર યાદ રાખવાથી જરૂર છે.

મૂળ કીંમત ( cost price ) અથવા રોકેલી કીંમત ( outlay ) + નફો ( profit ) = વેચાણ કીંમત ( selling price ).

મૂળ કીંમત ( cost price ) અથવા રોકેલી કીંમત ( outlay ) – તોટો ( loss ) = વેચાણ કીંમત ( selling price )

વેચાણ કીંમત — નફો = મૂળ કીંમત અથવા રોકેલી કીંમત.

વેચાણ કીંમત + તોટો = મૂળ કીંમત અથવા રોકેલી કીંમત.

વેચાણ કીંમત — મૂળ કીંમત અથવા રોકેલી કીંમત = નફો.

મૂળ કીંમત અથવા રોકેલી કીંમત — વેચાણ કીંમત = તોટો.

નોંધ.—જ્યારે નફો તોટો ચોક્કસ નહીં કહ્યો હોય પણ તેનો દર કહ્યો હોય ત્યારે મૂળ કીંમત માટે ૧૦૦ ધારવા, પણ વેચાણ કીંમત કદી પણ ૧૦૦ ધારવી નહીં કારણ કે ઉપર કહ્યું છે તેમ નફો તો વેચાણ કીંમત ઉપર નહીં પણ મૂળ કીંમત ઉપરજ ગણાય છે.

થોડાક નમુનાના દાખલા નીચે કરી બતાવ્યા છે.

દા. ૧. એક ઘડિયાલ પાંચ રૂપીએ વેચાતી લઇને ૬ રૂપીએ વેચી, ત્યારે કેટલા ટકાનો નફો થયો ?

વે. કી. રૂ. ૬ — મૂ. કી. રૂ. ૫ = રૂ. ૧. નફો.

રૂ. ૫ ની મૂળ કીંમત ઉપર રૂ. ૧ નો નફો થયો તો રૂ. ૧૦૦ ની મૂળ કીંમત ઉપર નફો શોધવો છે.

મૂ. કી. મૂ. કી. નફો
રૂ. ૫ : રૂ. ૧૦૦ :: રૂ. ૧ : જવાબ. $\frac{\overset{\text{૨૦}}{\text{૧૦૦}} \times \text{૧}}{\text{૫}}$ = ૨૦ ટકા જવાબ.

દા. ૨. એક માણસે રૂ. ૩૦ ની એક ખાંડીના ભાવે ઘઉં લીધા અને રૂ. ૨૫ ના ભાવથી વેચ્યા ; ત્યારે તેને કેટલા ટકાની ખોટ ગઇ ?

મૂ. કીં. વે. કીં. ખોટ
રૂ. ૩૦ — રૂ. ૨૫ = રૂ. ૫
મૂ. કીં મૂ. કીં. ખોટ
રૂ. ૩૦ : રૂ. ૧૦૦ : રૂ. ૫ : $\frac{\text{૫} \times \text{૧૦૦}}{\text{૩૦}} = \frac{\text{૫૦}}{\text{૩}} = \text{૧૬}\frac{\text{૨}}{\text{૩}}$ ટકા જવાબ.

દા. ૩. મેં એક ઘર રૂ. ૩૭૫૦ ની કીંમતે ખરીદ કીધું અને ૧૨½ ટકાના નફાથી વેચ્યું, ત્યારે મને કેટલો નફો થયો અને તે ઘરની મને શું કીંમત ઉપજી?

મૂ. કીં. મૂ. કીં. નફો

રૂ. ૧૦૦ : રૂ. ૩૭૫૦ :: રૂ. $\frac{૨૫}{૨}$ : જવાબ.

$\frac{\overset{૫}{\cancel{૨૫}}}{૨} \times \frac{૩૭૫\cancel{૦}}{૧} \times \frac{૧}{\underset{૨}{\cancel{૧૦૦}}} = \frac{૧૮૭૫}{૪}$ = રૂ. ૪૬૮ – ૧૨ આ. નફો.

મૂ. કીં નફો [ વેચાણ કીંમત.

રૂ. ૩૭૫૦ + રૂ. ૪૬૮–૧૨ આ. = રૂ. ૪૨૧૮–૧૨ આ.

દા. ૪. એક કાગદીએ રૂ. ૩–૮ આ. ના એક રીમના ભાવથી ૪૦ રીમ કાગળ વેચ્યા તેમાં રૂ. ૧૦ ખોટ ગઈ; કાગળની મૂળ કીંમત કહાડો.

કાગળ. કાગળ. ખોટ.

૪૦ રીમ : ૧ રીમ : રૂ. ૧૦ : જવાબ. $\frac{૧૦\times૧}{૪૦} = \frac{૧}{૪}$ = ૦–૪–૦

વે. કીં ખોટ. એક રીમ ઉપર ખોટ.

રૂ.૩–૮–૦ + ૦–૪–૦ = રૂ.૩–૧૨–૦ એક રીમ કાગળની મૂળ કીંમત.

દા. ૫. ૧૮ પા. ૮ શિ. ના ભાવે એક માણસે અમુક માલનો જથ્થો વેચ્યો અને તેથી તેને ૧૫ ટકાનો નફો થયો; ત્યારે તે માલની મૂળ કીંમત કેટલી અને તેને એકંદર નફો કેટલો થયો?

મૂ. કીં. નફો. વે. કીં.

પા. ૧૦૦ + પા. ૧૫ = પા. ૧૧૫.

વે. કીં. વે. કીં મૂ. કીં.

પા. ૧૧૫ : ૧૮ પા. ૮ શિ :: પા. ૧૦૦; જવાબ.

$\frac{\overset{૪\ ૨૦}{\cancel{૧૦૦}}}{૧} \times \frac{\overset{૪}{\cancel{૯૨}}}{૫} \times \frac{૧}{\underset{૫}{\cancel{૧૧૫}}}$ = ૧૬ પા. મૂ. કીં.

વે. કીં. મૂ. કીં.

૧૮ પા. ૮ શિ. — ૧૬ પા. = ૨ પા. ૮ શિ. એકંદર નફો.

દા. ૬. મેં અમુક માલ પા. ૨૯–૬–૮ ના ભાવે વેચ્યો તેથી મને $૮\frac{૧}{૩}$ ટકાની ખોટ ગઇ; તો $૮\frac{૩}{૪}$ ટકાનો નફો મેળવવાને મારે તે માલ કેટલે વેચવો?

મૂ. કીં. ખોટ. વે. કીં.

પા. ૧૦૦—પા. $\frac{૨૫}{૩}$ = પા. $\frac{૨૭૫}{૩}$.

વે. કીં. વે. કીં. મૂ. કીં.

પા. $\frac{૨૭૫}{૩}$ : પા. $૨૯\frac{૧}{૩}$ : : પા. ૧૦૦ : જવાબ. $\frac{૧૦૦}{૧} \times \frac{૮૮}{૩} \times \frac{૩}{૨૭૫}$

= પા. ૩૨. મૂળ કીંમત.

મૂ. કીં. મૂ. કીં. નફો.

પા. ૧૦૦ : પા. ૩૨ : : પા. $૮\frac{૩}{૪}$ : જવાબ.

$\frac{૩૫}{૪} \times \frac{૩૨}{૧} \times \frac{૧}{૧૦૦} = \frac{૧૪}{૫} = ૨\frac{૪}{૫}$ = પા. ૨–૧૬ શિ. નફો.

મૂ. કીં. નફો. વે. કીં.

પા. ૩૨ + ૨ પા. ૧૬ શિ. = ૩૪ પા. ૧૬ શિ. જવાબ.

દા. ૭. એક દારૂના વેપારીએ ૧૮ શિ. ના ગેલનના ભાવે ૮૦ ગેલન અને ૬ શિ. ૬ પે. ના ભાવે ૧૮૦ ગેલન દારૂ લીધો અને તે બંન એકઠા કર્યા. તો એકઠો કરેલો દારૂ સેંકડે $૮\frac{૧}{૩}$ ટકાનો નફો મેળવવાને શા ભાવે વેચવો?

દારૂ દારૂ મૂ. કીં.

૧ ગે. : ૮૦ ગે. : : $\frac{૯}{૧૦}$ પા. : જવાબ. $\frac{૯}{૧૦} \times \frac{૮૦}{૧}$ = ૭૨ પા.

૧ ગે. : ૧૮૦ ગે. : $\frac{૧૩}{૪૦}$ પા. : જવાબ. $\frac{૧૩}{૪૦} \times \frac{૧૮૦}{૧} = \frac{૧૧૭}{૨}$ પા.

૭૨ + $\frac{૧૧૭}{૨} = \frac{૨૬૧}{૨}$ પા., ૨૬૦ ગે. દારૂની મૂળ કીંમત.

મૂ. કીં. મૂ. કીં. વે. કીં.

૧૦૦ પા. : $\frac{૨૬૧}{૨}$ પા. : : $૧૦૮\frac{૧}{૩}$ પા. : જવાબ.

$$\frac{\overset{૧૩}{\cancel{૩૨૫}}}{\cancel{૬}} \times \frac{\overset{૮૭}{\cancel{૨૬૧}}}{\cancel{૨}} \times \frac{૧}{\underset{૪}{\cancel{૧૫૬}}} = \frac{૧૧૩૧}{૮}$$ પા., ૨૫૦ ગે. દારૂની વે. કીં.

દારૂ    દારૂ   વે. કીં.

૨૫૦ ગે : ૧ ગે :: $\frac{૧૧૩૧}{૮}$ પા. : જવાબ.

$$\frac{\overset{૮૭}{\cancel{૧૧૩૧}}}{૮} \times \frac{૧}{\underset{૨૦}{\cancel{૨૬૦}}} = \frac{૮૭}{૧૬૦} = ૧૦ \text{ શિ. } ૧૦\tfrac{૧}{૨} \text{ પે.}$$ જવાબ.

---

## એકસર્સાઇઝ ૨૯ મી.

૧. એક માણુસે ૨ મણુ ૪ શેર ખાંડ રૂા. ૧૦ માટે લીધી અને ૨ આ. ૬ પૈએ શેરના ભાવે વેચી, તો તેને નફો કેટલો ?

૨. એક માણુસ દર ક્વાર્ટરે ૧૩ શિ. ૪ પે. ના. ભાવે ૩ ટન ૧ ક્વા. ૧૪ પા. ઘઉં વેચાતા લે છે અને તેને આખા વેપારમાં ૨૦ પા. ૨ શિ. ૬ પે. નફો થાય છે; તો તેણે શા ભાવે ઘઉં વેચ્યા હશે ?

૩. મેં ૨૫ બળદ રૂા. ૬૨૫ માટે ખરીદ કીધા તેમાંના ૫ મરી ગયા અને બાકીના દરેક રૂા. ૩૦ ના ભાવે વેચ્યા; તો મને એકંદરે નફો કે તોટો કેટલો થયો ?

૪. એક ચીજ ૧૬ રૂપીએ ખરીદ કરી અને ૨૦ રૂપીએ વેચી તો તેમાં સેંકડે શું નફો થયો ?

૫. મેં એક ચીજ ૧૫ શિલીંગે ખરીદ કરી ને એક પાઉંડે વેચી તો મારો સેંકડે નફો શું ?

૬. એક ચીજ ૧૫ સૉવરીને ખરીદ કરી અને ૩૦૦ રૂપીએ વેચી તો તેમાં સેંકડે નફો કેટલો ?

૭. હું એક ઘોડો ૧૮૦ રૂપીએ લાવ્યો ને પછી ૧૫૦ રૂપીએ વેચ્યો; તો તેમાં મારી સેંકડે ખોટ કેટલી ?

૮. એક ખેડુતે ૨૪ એકર જમીન ૨૫ ગીનીએ એકર લેખે ખરીદ કરી અને બધી ૭૦૦ પાઉંડે વેચી; તો તેને સેંકડે કેટલો નફો થયો ?

૯. એક માણુસે એક ચીજ રૂા. ૨૫-૫-૪ માટે ખરીદ કરી અને રૂા. ૩૧-૧૦-૮ માટે વેચી; તો તેનો સેંકડે નફો શું ?

૧૦. મેં એક ચીજ ૪૮૦ પાઉંડે લીધી; તેમાં મારે સેંકડે ૨૦ ટકા નફો લેવો હોય તો હું તે કેટલે વેચું?

૧૧. રૂ. ૩–૨ આ.ના યાર્ડ લેખે એક જાતનું કપડું ખરીદ કર્યું. તેને સેંકડે ૧૦ ટકા ખોટ ખાઇને વેચવું હોય તો શા ભાવે વેચવું?

૧૨. હું એક ચીજ ૬ શિલીંગે ખરીદ કરૂં છું. તે ચીજમાં મારે સેંકડે ૨૦ ટકા નફો મેળવવો હોય તો તે કેટલે વેચવી?

૧૩. ૧$\frac{1}{4}$ આને શેર ચોખા લઇ આવી કેમ શેર વેચીએ તો સેંકડે ૨૦ ટકા નફો મળે?

૧૪. એક ખેતર રૂ. ૪૫૦૦ માટે વેચવાથી ૧૨$\frac{1}{2}$ ટકા નફો થયો; ત્યારે તે કેટલે વેચાતું લીધું હશે?

૧૫. એક ઘોડો ૫૬૦ પાઉંડે વેચતાં સેંકડે ૧૨ ટકા નફો થયો ત્યારે તે ઘોડો કેટલે લીધો હશે?

૧૬. જો ૨૪૫ વાર કપડું ૪૯૦ પાઉંડે વેચતાં સેંકડે ૨૦ ટકા નફો થાય તો તે કપડું કેમ વાર લીધું હશે?

૧૭. મારી ગાડી ૧૭ પા. ૪ શિ. માટે વેચતાં સેંકડે ૨૦ ટકા ખોટ જાય તો મેં તે ગાડી કેટલે ખરીદી હશે?

૧૮. એક ઘર રૂ. ૪૩૭–૫–૪ની કીંમતે વેચવાથી ૨૦ ટકા ખોટ ગઇ; તો તે ઘરની મૂળ કીંમત શોધી કહાડો.

૧૯. એક ચોપડી મેં રૂ. ૩-૮ આ. માટે લીધી અને રૂ. ૩-૧૫ આ. માટે વેચી; મને સેંકડે કેટલા ટકાનો નફો થયો?

૨૦. એક માણસે કેટલોક માલ ૧૪૭ પા.ની કીંમતે લઇને ૧૫ ટકાના નફાથી પાછો વેચી નાંખ્યો; ત્યારે તે માલ કેટલે વેચ્યો હશે?

૨૧. એક માણસે અમુક માલ રૂ. ૧૨૬ ની કીંમતે વેચ્યો અને તેથી તેને રૂ. ૬ નો નફો થયો; તો તેને દર સેંકડે કેટલો નફો થયો?

૨૨. એક વેપારીએ ૧૫ ગાડી જુવાર રૂ. ૩૩૭-૮ આ.ની કીંમતે લીધી; તો ૭$\frac{1}{2}$ ટકાનો નફો મેળવવાને દર ગાડી તેણે શું ભાવે વેચવી?

૨૩. એક ઘોડો ૨૧ પા. ૪ શિ. ની કીંમતે લઇને પા. ૧૭-૧૭-૯ની કીંમતે વેચ્યો. તો સેંકડે કેટલી ખોટ ગઇ?

૨૪. ૨૨ પા. ૭ શિ. ૬ પે. ની કીંમતે એક ઘોડો વેચવાથી ૧ પા ૧૨ શિ. ૬ પે. ની ખોટ ગઇ; તો મૂળ કીંમત અને દર સેંકડે કેટલી ખોટ ગઇ તે શોધી કહાડો.

૨૫. એક વસ્તુ જે ૧૫ શિલીંગની કીંમતે વેચાતી લીધી છે તે શા ભાવે વેચવી કે જેથી ૧૦ ટકાનો નફો થાય?

૨૬. એક વેપારી ૨૪ પા. ના એક હંડરવેટના ભાવે ઘઉ ખરીદે છે અને ૨ ટન ૧૪ હં. ૩ કવા. ૧૨ પા., ૧૪૪૦ પાઉન્ડની કીંમતે વેચે છે; તો તેને કેટલા ટકાનો નફો કે તોટો થયો?

૨૭. ૧૨ શિલીંગે ગૅલનના ભાવે દારૂ વેચું તો સેંકડે ૨૫ ટકા ખોટ જાય; પણ જો સેંકડે ૨૫ ટકા નફો મેળવવો હોય તો તે દારૂ શા ભાવે વેચવો?

૨૮. જો એક માણસ એક ચોપડી ૧૭ શિ. ૫ પે. માટે વેચે તો તેને સેંકડે ૫ ટકા ખોટ જાય પણ જો તેને સેંકડે ૧૫ ટકા નફો મેળવવો હોય તો તે ચોપડી તેણે કેટલે વેચવી?

૨૯. એક ઘર રૂા. ૩૧૮૦માટે વેચું તો સેંકડે ૧૪ ટકા નફો મળે; પણ જો રૂા. ૩૪૪૫ માટે વેચું તો સેંકડે કેટલો નફો મળે?

૩૦. જો ૧૩ આને શેર લેખે ચાહ વેચું તો સેંકડે ૧૭ ટકા નફો થાય; પણ જો મારે ૨૬ ટકા નફો મેળવવો હોય તો તે ચાહ કેમ શેર વેચવી?

૩૧. જો એક ઘોડો ૩૭ ગીનીએ વેચું તો સેંકડે ૭½ ટકા ખોટ જાય; પણ જો ૪૭ પા. ૫ શિ. માટે વેચું તો સેંકડે શું નફો અથવા ખોટ જાય?

૩૨. જો એક માણસ ૬૮ પા. ૧૧ શિ. માટે માલ વેચે તો તેને સેંકડે ૭ ટકા નફો મળે; પણ જો ૬૧ પા. ૧૫ શિ. માટે વેચે તો સેંકડે શું નફો મળે? અથવા શું ખોટ જાય?

૩૩. એક મેવાવાળો આનાની ૩ નારંગી લેખે કેટલીક નારંગી લાવ્યો અને પછી આનાની ૨ લેખે વેચી તો તેને સેંકડે કેટલો નફો થયો?

૩૪. એક મેવાવાળાએ દર સેંકડે ૧૩ શિ. ૬ પે.ના ભાવથી કેરીઓ લીધી અને એક શિલીંગની આઠના ભાવે વેચી નાંખી તો તેને કેટલા ટકાનો નફો કે તોટો થયો? અને ૪૫૦ કેરીનો વેપાર કરે તો એકંદર કેટલો નફો કે તોટો થાય?

૩૫. એક કેરીવાળાએ ૫ રૂપીઆની સો લેખે કેરી ખરીદ કરી અને એક રૂપીએ ડઝન લેખે વેચી તો તેનો સેંકડે નફો કહાડો.

૩૬. એક માણસે અમુક જાતની વસ્તુઓ ૧૩ પા. ૧૫ શિ. ની ૧૦૦ ના ભાવે લીધી અને ૨½ ગીનીની એક ડઝનના ભાવે વેચી; તો તેને કેટલા ટકાનો નફો કે તોટો થયો?

૩૭. રૂપીઆની ૨૩ લેખે એક માણસ કેરીઓ લઇ આવ્યો; તે કેરીઓ શા ભાવે વેચવી કે જેથી સેંકડે ૧૫ ટકા નફો થાય?

૩૮ રૂપીઆની ૨૫ કેરી લાવી કેમ વેચવી કે જેથી સેંકડે ૨૫ ટકા નફો થાય?

૩૯. એક રૂપીઆના ૧૨ ના ભાવે દાડમ વેચાતા લેવામાં આવે તો ૨૦ ટકાનો નફો મેળવવાને એક રૂપીઆના કેટલા દાડમ વેચવા?

૪૦. મેં ૨૫ ખુરસી દરેક રૂા. ૨–૮ આ. ની કીંમતે લીધી અને ૧૦ ખુરસી રૂા. ૨–૧૨ આ. કીંમતે અને બાકીની રૂા. ૨–૧૦ આ. ની કીંમતે વેચી તો મને એકંદરે કેટલો નફો થયો, અને સેંકડે કેટલો નફો થયો?

૪૧. ૪૦ બળદો રૂા. ૧૦૦૦ માટે ખરીદ કીધા અને તેમાંથી ૧૨ સેંકડે ૭ ટકાનો નફો ખાઇ વેચ્યા; તો બાકી રહેલા દરેક શા ભાવે વેચવા કે જેથી આખા વેપારમાં કાંઇ નફો કે ખોટ જાય નહિ?

૪૨. હું ૨૦૦ ચોપડીઓ ૨૫૦ રૂપીએ લાવ્યો, તેમાંની ૧૦૦ ચોપડીઓ ૧ રૂા. ૮ આ. ના ભાવે વેચી; હવે બાકી રહેલી દરેક ચોપડી કેટલે વેચવી કે જેથી મને મારા આખા વેપારમાં સેંકડે ૫૦ ટકા નફો થાય?

૪૩. ૭૦ ગૅલન દારૂ ૫૦ પા. ની કીંમતે લેવામાં આવે છે અને તેમાંનો ૯ ગૅલન દારૂ ગળી જાય છે અને બાકીનો ૧ શિ. ૧૦½ પે. નો એક પાઇન્ટના ભાવે વેચવામાં આવે છે, તો ખરચેલા નાણાં ઉપર તેને શું ખોટ કે નફો થાય છે?

૪૪. એક ચોપડીની મૂળ કીંમત ૮ શિ. છે; મૂળ કીંમત ઉપર ૫ ટકાનો ખર્ચ લાગે છે; રોકેલી કીંમત ઉપર ૨૫ ટકાનો નફો મેળવવાને તે ચોપડી શી કીંમતે વેચવી?

૪૫. એક માણસ દરેક ગેટાના ૫ રૂપીઆ આપી ૫૦૦ ગેટાં લાવ્યો ને તેને ૭ મહિના રાખતાં ગેટા દીઠ ૮ આ ખર્ચ થયો. પછી જો તે બધાં ગેટાં ૩૦૦૦ રૂપીએ વેચે તો તેને સેંકડે નફો કેટલો?

૪૬. એક દારૂનો વેપારી એક ડઝન બાટલીના રૂા. ૪૯–૮ આ. ના ભાવે દારૂ વેચે છે અને તેથી તેને ૧૦ ટકાનો નફો થાય છે; તો જ્યારે તેની કીંમત વધારીને રૂા. ૫૭ ની કરવામાં આવે ત્યારે તેને કેટલા ટકાનો નફો થાય?

૪૭. એક ઘડિયાલ રૂા. ૧૫૨ ની કીંમતે વેચવાથી ૫ ટકાની ખોટ જાય છે; તો રૂા. ૧૯૦ ની કીંમતે વેચવાથી સેંકડે શું ખોટ કે નફો થાય?

૪૮. એક ખેડુત ૧૨ પા. ૧૫ શિ. નો એક બોજો એ ભાવે ઘઉં ખરીદે છે; તો ૧૦ ટકાનો નફો મેળવવાને તેણે તે શું ભાવે વેચવા જોઇએ?

૪૯. અમુક માલ ૧૮૨ પા. ની કીંમતે વેચવાથી ૯ ટકાની ખોટ જાય છે: તો ૭ ટકાનો નફો મેળવવાને તેજ માલ કેટલી કીંમતે વેચવો?

૫૦. એક ચોપડી ૯ શિ. ૩ પે. ની કીંમતે વેચાતી લેવામાં આવે છે અને તે ઉપર વેચાણનો ખર્ચ ૪ ટકાનો ચઢે છે અને ત્યારબાદ તે ૮$\frac{1}{3}$ ટકાના નફાથી વેચવામાં આવે તો તેની વેચાણ કીંમત શોધી કહાડો.

૫૧. એક ગાંધી ૨૦ શેર ચાહ બાર આને શેર લેખે લાવ્યો અને બીજી ૧૦ શેર રૂપીએ શેર લેખે લાવ્યો. તેને સેળભેળ કરીને રૂા. ૧-૨ આ. શેર લેખે વેચી તો તેને સેંકડે નફો કેટલો?

૫૨. એક ગાંધી દર હંડરવેટે ૧ પા. ૧૬ શિ. ૮ પે. ના ભાવે ખાંડ વેચાતી લે છે અને ૪$\frac{1}{2}$ પે. ની એક રતલના ભાવે તે વેચે છે; તો તેને કેટલા ટકાની ખોટ કે નફો થાય છે?

૫૩. એક ગાંધી દર રતલે ૨ શિ. ૬$\frac{1}{2}$ પે. ના ભાવે ૧૨ રતલ અને ૩ શિ. ૨$\frac{1}{4}$ પે. ના ભાવે ૪ રતલ ચાહ વેચાતી લે છે અને તે બંને એકઠી કરીને ખરચેલાં નાણાં ઉપર ૩૩$\frac{1}{3}$ ટકાનો નફો થાય તેવી રીતે વેચે છે; તેની વેચાણ કીંમત શોધી કહાડો.

૫૪. અ એક ઘોડો ૫૦૦ રૂપીએ લઇ આવી સેંકડે ૧૦ ટકાનો નફો ખાઇ બ ને વેચે છે. બ તે ઘોડો સેંકડે ૨૦ ટકા નફો ખાઇ ક ને વેચે છે અને ક ૨૫ ટકા નફો ખાઇ ડ ને વેચે છે; તો તે ઘોડો ડ એ કેટલે ખરીદયો?

૫૫. એક ચોપડી વેચનાર ચોપડીની કીંમત કરતાં સેંકડે ૧૫ ટકા ઓછા આપી ચોપડી લઇ આવ્યો, અને ચોપડીની કીંમત કરતાં ૧૫ ટકા

વધારે લઇ તે ચોપડી તેણે વેચી; તો તે વેચનારને સેંકડે કેટલો નફો થયો હશે?

૫૬. એક વેપારી એક દુકાનદારને ૬૦ ટકાના નફાથી ચાહ વેચે છે. પણ તે દુકાનદાર દેવાળું કહાડે છે અને એક પાઉન્ડે ૭ શિ. ૬ પે. ના હીસાબે પોતાનું દેવું પતાવે છે; તો તે વેપારીને સેંકડે શું નફો કે તોટો થાય છે તે શોધી કહાડો.

૫૭. એક ગાંધી ૫ શિ. ૪ પે.ની એક રતલના ભાવે ખાંડ વેચે છે અને તેથી તેને બેઠેલી કીંમતનો $\frac{૧}{૮}$ ભાગ જેટલો ચોખ્ખો નફો થાય છે; ત્યારબાદ તે કીંમત વધારીને ૬ શિ.ની કરે છે; તો પાછળના ભાવથી તેને સેંકડે શું નફો થાય છે?

૫૮. એક કેરીવાળાએ ૧૧ આને ડઝનના ભાવે કેરી વેચી તેમાં તેને બેઠેલી કીંમતનો $\frac{૩}{૮}$ નફો થયો. હવે જો એને સેંકડે ૫૦ ટકા નફો મેળવવો હોય તો એક કેરી કેમ વેચવી?

૫૯. એક માણસ ૧૨૮ વાર છીંટ ૨૫ પા.ની કીંમતે વેચે છે અને તેથી તેને ૫ પા.નો નફો થાય છે; તો ૨૦ ટકા નફો મેળવવાને દર વાર શા ભાવે તેણે વેચવી જોઇએ?

૬૦. એક જમીનનો કકડો ૧૦૩૧ પા. ૮ શિ. માટે વેચવાથી સેંકડે ૮ ટકા નફો થાય તો ૧૦૫૦ પા. ૧૦ શિ. માટે વેચવાથી સેંકડે કેટલા ટકા નફો થાય?

૬૧. એક માણસ બે શિલીંગે ગૅલનના ભાવે ૨૪ ગૅલન એલ જાતનો દારૂ લે છે અને એક શિલીંગે ગૅલનના ભાવે ૩૦ ગૅલન પોર્ટર જાતનો દારૂ ખરીદે છે અને તે બંને દારૂ એકઠા કરે છે. આ મેલવણીમાંથી ૭ ગૅલન દારૂ ગળી જાય અને ૨૦ ગૅલન ૨ શિ. ૩ પે. ના ભાવે વેચવામાં આવે તો એકંદરે ૨૦ ટકાનો નફો કરવાને બાકીનો દારૂ શા ભાવે વેચવો?

૬૨. એક વેપારીએ ૧૨૦ રૂ.ની કીંમતનો માલ લીધો અને તેમાંનો ત્રીજે હિસ્સે માલ ૧૦ ટકાની ખોટે વેચ્યો; તો બાકી રહેલો માલ તેણે કેટલે વેચવો કે જેથી તેને એકંદરે ૧૦ ટકાનો નફો થાય?

૬૩. એક દુકાનદારે ૨૦૦ રતલ ખાંડ ૪૦ રૂ. માટે વેચાતી લીધી અને તેમાંની અર્ધી ખાંડ ત્રણ આને રતલના ભાવે વેચી તો બાકી રહેલી ખાંડ તેણે શા ભાવે વેચવી કે જેથી એકંદરે રૂ. ૬-૧૪નો નફો થાય?

૬૪. એક માણસે ૧ રૂ.નું ૨ શેરના ભાવે ૧૦ શેર અને ૧ રૂ.નું ૩ શેરના ભાવે તેટલુંજ ઘી લીધું અને પછી તે બધું ઘી ૨ રૂ.નું ૫ શેરના ભાવે વેચ્યું; તો તે માણસને શું નફો કે ખોટ ગઇ? અને તે તેટલા ટકા?

૬૫. એક સખસ એક રૂપીએ મણના ભાવે થોડાક ઘઉં લે છે. તેમાંના ૨૦ ટકા જેટલા ઘઉં સળી જાય છે; ત્યારે બાકીના ઘઉં તેણે શા ભાવે વેચવા કે જેથી તેને ખરચેલા નાણાં ઉપર ૨૦ ટકા જેટલો નફો થાય?

૬૬. એક વસ્તુ ૮ ટકાના નફાથી વેચવામાં આવે છે ત્યારે તેનું જે ઉપજે છે તેના કરનાં ૧૨ ટકાના નફાથી વેચવાથી ૧ પા. ૪ શિ. વધારે ઉપજે છે; તે વસ્તુની મૂળ કીંમત શોધી કહાડો.

૬૭. એક માણસ એક ઘોડો ૫ ટકાની ખોટે વેચે છે. જો તે ઘોડો તેણે ૫ ટકાના નફાથી વેચ્યો હોત તો અગાઉ કરતાં ૩ પાઉન્ડ વધારે ઉપજતે. તે ઘોડાની મૂળ કીંમત શોધી કહાડો.

૬૮. એક છોકરો બે પૈસાના ૩ના ભાવે થોડાક અંજીર લે છે અને એક પૈસાના બેના ભાવે અગાઉ કરતાં ત્રીજે ભાગે લે છે. એકંદરે ૨૦ ટકાનો નફો મેળવવાને શા ભાવે તેણે વેચવા? અને તેનો એકંદરે નફો એક રૂપીઓ થતો હોય તો તેણે કેટલા અંજીર લીધા હશે?

૬૯. એક માણસે બે ઘોડા દરેક ૧૦૦ પાઉન્ડની કીંમતે વેચ્યા. અને તેમ કરવાથી એક ઘોડા ઉપર ૨૫ ટકાનો નફો થયો અને બીજા ઉપર ૨૫ ટકાની ખોટ ગઇ. તે ઘોડાઓની મૂળ કીંમત સોધી કહાડો. એકંદરે તેને નફો થાય છે કે નુકશાન અને તે કેટલે દરજ્જે તે શોધી કહાડો.

૭૦. એક વેપારી મૂળ કીંમત ઉપર ૨૦ ટકા નફો ચઢાવીને વેચાણ કીંમત ઠેરવે છે અને ઠેરવેલી કીંમત ઉપર ૧૦ ટકાનો વટાવ કાપી આપે છે; તો તેને કેટલો નફો થાય છે?

૭૧. એક માણસે ૭૬ ઘેટાં વેચાતાં લીધાં. તેમાંનાં ચોથે ભાગે તેણે ૧૫ ટકાના નફે અને બાકીના ૨૦ ટકાના નફે વેચ્યાં અને તેને એકંદર રૂ. ૩૭૬–૦–૮ ઉપજ્યા. દરેક ગેટાનું તેણે શું આપ્યું હશે?

૭૨. એક વેપારીએ એક ઘડિયાળ મૂળ કીંમત ઉપર ૪૦ ટકા ચઢાવીને વેચ્યું અને પછી ૧૦ ટકા વટાવ કાપી આપ્યો અને તેથી તેને રૂ. ૮–૨ આ.નો નફો થયો. તે ઘડિયાળની મૂળ કીંમત શોધી કહાડો.

૭૩. એક ગાંધી ૨ શિ. ૬ પેન્સે રતલ લેખે એક જાતની ચાહ વેચે છે; તેમાં તેને સેંકડે ૫ ટકા ખોટ જાય છે; અને બીજી જાતની ૩ શિ. ૪ પે. ના ભાવે વેચે છે તેમાં તેને સેંકડે ૧૪ ટકા નફો મળે છે. હવે તે બંને જાતની ચાહ સરખે ભાગે એકઠી કરી ૩ શિલીંગે રતલ લેખે વેચે તો તેને સેંકડે કેટલા ટકા નફો મળે?

૭૪. એક ગાંધી ૨ શિ. ૯ પે. અને ૩ શિ. ૧ પે. ની રતલના ભાવે બે જાતની ચાહ વેચાતી લે છે અને ભારે જાતની ૩ રતલ અને હલકી જાતની ૧ રતલના પ્રમાણમાં એકઠી કરીને ૪ શિ. ની રતલના ભાવે વેચે છે; તો તેને કેટલા ટકાનો નફો થાય છે તે શોધી કહાડો.

૭૫. એક મીલમાંથી સેંકડે ૨૦ ટકા નફો ખાઇને એક વેપારીને અમુક રૂપીએ માલ વેચ્યો. તે વેપારીએ સેંકડે ૮ ટકા નફો લઇને દુકાનદારને વેચ્યો. તે દુકાનદારે પોતાના ઘરાકને તે માલ રૂા. ૧૬૨૦ માટે વેચ્યો તેમાં તે દુકાનદારને સેંકડે ૨૫ ટકા નફો થયો; ત્યારે તે માલ બનાવતાં મીલવાળાને કેટલા રૂપીઆ લાગ્યા હશે?

---

# પ્રકરણ ૧૪ મું.

## METRIC SYSTEM. (મેટ્રિક સીસ્ટમ).

ઘણાક સુધરેલા દેશોમાં તોલ અને માપની બાબતમાં મેટ્રિક સીસ્ટમ વાપરવામાં આવે છે. યુનાઇટેડ કીંગડમમાં માત્ર એ સીસ્ટમ વાપરવામાં આવતી નથી પણ યુરોપના યુનાઇટેડ કીંગડમ શિવાય બધા દેશોમાં અને દક્ષિણ અમેરિકામાં એ સીસ્ટમજ વપરાય છે. એમ છતાં યુનાઇટેડ કીંગડમમાં પણ સાયન્સના તોલ અને માપ એ સીસ્ટમ પ્રમાણે ચાલે છે. એ સીસ્ટમની શરૂઆત ફ્રાન્સમાં કરવામાં આવી. પછી તે યુરોપમાં બધે પસરી. મેટ્રિક સીસ્ટમમાં યુનીટ મીટર લીધેલો છે અને તે ૩૯·૩૭૦૭૯ ઈંચ બરોબર છે.

એ સીસ્ટમમાં નીચેના મોટા ફાયદાઓ રહેલા છે:—

(૧) એકજ યુનીટ બધા કોષ્ટકોમાં સંબંધ ધરાવે છે.

(૨) એ સીસ્ટમ પ્રમાણે ગણત્રી કરવામાં દશાંશ પ્રમાણે દાખલા કરવામાં આવે છે તેથી વખતનો ઘણો બચાવો થાય છે.

એ સીસ્ટમનો યુનીટ જાણ્યો કે તેનું કોષ્ટક નીચે પ્રમાણેના શબ્દો લગાડવાથી ઝટ બનાવી શકાય છે.

| | | | |
|---|---|---|---|
| મીરીઆ | = | ૧૦૦૦૦ | ગણો |
| કીલો | = | ૧૦૦૦ | ,, |
| હેક્ટો | = | ૧૦૦ | ,, |
| ડેકા | = | ૧૦ | ,, |
| | યુનીટ | | |
| ડેસી | = | $\frac{૧}{૧૦}$ | મો ભાગ |
| સેન્ટી | = | $\frac{૧}{૧૦૦}$ | ,, ,, |
| મીલી | = | $\frac{૧}{૧૦૦૦}$ | ,, ,, |

ટુંકાણમાં બધા કોષ્ટકો નીચે પ્રમાણે યાદ રાખી શકાય :—

મીલી
સેન્ટી
ડેસી
**મીટર, આર, સ્ટીઅર, લીટર, ગ્રામ.**
ડેકા
હેક્ટો
કીલો
મીરીઆ

Tables. (કોષ્ટકો).

**(૧) લંબાઈ માપવાનું કોષ્ટક.**

(આ કોષ્ટકમાં યુનીટ મીટર છે).

| | | |
|---|---|---|
| ૧૦ મીલીમીટર | = | ૧ સેન્ટીમીટર. |
| ૧૦ સેન્ટીમીટર | = | ૧ ડેસીમીટર. |
| ૧૦ ડેસીમીટર | = | ૧ મીટર. |
| ૧૦ મીટર | = | ૧ ડેકામીટર. |
| ૧૦ ડેકામીટર | = | ૧ હેક્ટોમીટર. |
| ૧૦ હેક્ટોમીટર | = | ૧ કીલોમીટર. |
| ૧૦ કીલોમીટર | = | ૧ મીરીઆમીટર. |

માઇક્રોન $= \frac{૧}{૧૦૦૦૦૦૦}$ મીટર
સાયન્સમાં બહુ ઝીણા માપને માટે વપરાય છે.

૧ મીટર = ૩૯·૩૭૦૭૯ ઈંચ.
૧ યાર્ડ = ૯૧·૪૩૮૩૫ સેન્ટીમીટર.

**(૨) ચોરસ માપનું કોષ્ટક.**

(આ કોષ્ટકમાં યુનીટ આર છે).

| | | |
|---|---|---|
| ૧ આર | = | ૧ ચો. ડેકામીટર. |
| | = | ૧૦૦ ચો. મીટર. |
| ૧૦ મીલીઆર | = | ૧ સેન્ટીઆર. |
| ૧૦ સેન્ટીઆર | = | ૧ ડેસીઆર. |
| ૧૦ ડેસીઆર | = | ૧ આર. |
| ૧૦ આર. | = | ૧ ડેકાર. |
| ૧૦ ડેકાર | = | ૧ હેક્ટાર. |
| ૧૦ હેક્ટાર | = | ૧ કીલોઆર. |
| ૨૦ કીલોઆર | = | ૧ મીરીઆર. |

૧ આર = ૧૧૯·૬૦૩ ચોરસ યાર્ડ.
૧ ચોરસ માઇલ=૨૫૮·૯૯૯૪૫ હેક્ટાર

નોંધ:—ઓરડાની જમીન, દીવાલ, સેત્રંજી જેવી નાની સપાટી માપવાને ચોરસ મીટર વપરાય છે. પણ ખેતર જેવી મોટી સપાટી માપવામાં આર વાપરે છે.

**(૩) ઘનમાપનું કોષ્ટક.**

**(આ માપમાં યુનીટ સ્ટીઅર છે).**

| | | |
|---|---|---|
| ૧ | સ્ટીઅર | =૧ ઘનમીટર. |
| ૧૦ | મીલીસ્ટીઅર | =૧ સેન્ટીસ્ટીઅર. |
| ૧૦ | સેન્ટીસ્ટીઅર | =૧ ડેસીસ્ટીઅર. |
| ૧૦ | ડેસીસ્ટીઅર | =૧ સ્ટીઅર. |
| ૧૦ | સ્ટીઅર | =૧ ડેકાસ્ટીઅર. |
| ૧૦ | ડેકાસ્ટીઅર | =૧ હેક્ટોસ્ટીઅર. |
| ૧૦ | હેક્ટોસ્ટીઅર | =૧ કીલોસ્ટીઅર. |
| ૧૦ | કીલોસ્ટીઅર | =૧ મીરીઆસ્ટીઅર. |
| ૧ | સ્ટીઅર | =૧·૩૦૮૦૨ ઘનયાર્ડ. |
| ૧ | ઘનયાર્ડ | = ·૭૬૪૫ સ્ટીઅર. |

**(૪) પ્રવાહી પદાર્થ માપવાનું કોષ્ટક.**

**(આ કોષ્ટકમાં યુનીટ લીટર છે).**

| | | |
|---|---|---|
| ૧ | લીટર | =૧ ઘન ડેસીમીટર. |
| ૧૦ | મીલીલીટર | =૧ સેન્ટીલીટર. |
| ૧૦ | સેન્ટીલીટર | =૧ ડેસીલીટર. |
| ૧૦ | ડેસીલીટર | =૧ લીટર. |
| ૧૦ | લીટર | =૧ ડેકાલીટર. |
| ૧૦ | ડેકાલીટર | =૧ હેક્ટોલીટર. |
| ૧૦ | હેક્ટોલીટર | =૧ કીલોલીટર. |
| ૧૦ | કીલોલીટર | =૧ મીરીઆલીટર. |
| ૧ | લીટર | =૧·૭૬૦૮ પીન્ટ. |
| ૧ | ગૅલન | =૪·૫૪૩૫ લીટર. |

**(૫) તોલનું કોષ્ટક.**

**(આ કોષ્ટકમાં યુનીટ ગ્રામ છે).**

૧ ગ્રામ=એક ઘનસેન્ટીમીટર ચોખ્ખા પાણીનું વજન.

| | | |
|---|---|---|
| ૧૦ | મીલીગ્રામ | =૧ સેન્ટીગ્રામ. |
| ૧૦ | સેન્ટીગ્રામ | =૧ ડેસીગ્રામ. |
| ૧૦ | ડેસીગ્રામ | =૧ ગ્રામ. |
| ૧૦ | ગ્રામ | =૧ ડેકાગ્રામ. |
| ૧૦ | ડેકાગ્રામ | =૧ હેક્ટોગ્રામ. |
| ૧૦ | હેક્ટોગ્રામ | =૧ કીલોગ્રામ. |
| ૧૦ | કીલોગ્રામ | =૧ મીરીઆગ્રામ. |
| ૧ | ગ્રામ | =૧૫·૪૩૨૩ ગ્રેઇન. |
| ૧ | કીલોગ્રામ | =૨·૨૦૪૬૨ પાઉન્ડ (એવૉ.) |
| ૧ | ગ્રેઇન | = ·૦૬૪૮ ગ્રામ. |
| ૧ | પાઉન્ડ (એવૉ.) | = ·૪૫૩૬ કીલોગ્રામ. |

**(૬) ફ્રાન્સના ચલણી નાણાનું કોષ્ટક.**

| | | |
|---|---|---|
| ૧૦ | સેન્ટાઇમ | =૧ ડેસાઇમ. |
| ૧૦ | ડેસાઇમ અથવા | |
| ૧૦૦ | સેન્ટાઇમ | =૧ ફ્રૅંક. |

(એક ફ્રૅંક લગભગ $૯\frac{૧}{૨}$ આના અથવા $૯\frac{૧}{૨}$ પેન્સની બરોબર છે.)

**(૭) આ કોષ્ટકના સંબંધો બરોબર નથી પણ લગભગ.**

**(Approximate) છે.**

| | | | |
|---|---|---|---|
| ૧ | મીટર | =$૩૯\frac{૩}{૮}$ | ઇંચ. |
| ૨૫ | મીલીમીટર | =૧ | ઇંચ. |
| ૧ | કીલોમીટર | =૧૧૦૦ | યાર્ડ. |
| ૮ | કીલોમીટર | =૫ | માઇલ. |
| ૧ | આર | =૪ | સ્કવેર પોલ. |
| ૧ | હેક્ટાર | =$૨\frac{૧}{૨}$ | એકર. |
| ૧ | લીટર | =$૧\frac{૩}{૪}$ | પીન્ટ. |
| ૧ | ગ્રામ | =$૧૫\frac{૧}{૨}$ | ગ્રેઇન. |
| ૧ | કીલોગ્રામ | =$૨\frac{૧}{૫}$ | પાઉન્ડ (એવૉ). |

નોંધ:—જ્યારે ઘણું ભારે વજન તોળવું હોય ત્યારે નીચેના વજનો વપરાય છે.

૧ ક્વીન્ટલ = ૧૦૦ કીલોગ્રામ = લગભગ ૨ હંડરવેટ.

૧ ફ્રેંચ ટન =૧૦૦૦ કીલોગ્રામ = લગભગ ૧ ટન.

મેટ્રિક સીસ્ટમ પ્રમાણે દાખલા કરવામાં દશાંશનો ઉપયોગ કરવો. દશાંશનો ઉપયોગ કરતાં ભાંજણી, સર્વાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે બહુ સહેલા થઇ પડશે.

દા. ૧. ૩૬૩૮ સેન્ટીમીટર, ૭૪૨૩ મીલીમીટર, ૬૯૧ ડેસીમીટર, ૯૭૫ સેન્ટીમીટર, અને ૮૩૨૭ મીલીમીટર, એ બધાને મીટરનું રૂપ આપો ને તેનો સર્વાળો કરો.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬૩૮ સેન્ટી | મીટર | = | ૩૬.૩૮ | મીટર |
| ૭૪૨૩ મીલી | ,, | = | ૭.૪૨૩ | ,, |
| ૬૯૧ ડેસી | ,, | = | ૬૯.૧ | ,, |
| ૯૭૫ સેન્ટી | ,, | = | ૯.૭૫ | ,, |
| ૮૩૨૭ મીલી | ,, | = | ૮.૩૨૭ | ,, |
| | | | ૧૩૦.૯૮૦ | ,, જવાબ. |

દા. ૨. ૨૨૮ ગ્રામ, ૭ કીલોગ્રામ, અને ૧ મીરીઆગ્રામનો સર્વાળો કરો, ને જો તે ૨૫ માણસો વચ્ચે સરખે ભાગે વહેંચી આપીએ તો દરેક માણસને કેટલું આવે?

| | | | |
|---|---|---|---|
| ૨૨૮ ગ્રામ | = | ૨૨૮ | ગ્રામ |
| ૭ કીલોગ્રામ | = | ૭૦૦૦ | ,, |
| ૧ મીરીઆ ગ્રામ | = | ૧૦૦૦૦ | ,, |

૧૭૨૨૮ ÷ ૨૫ = ૬૮૯.૧૨ ગ્રામ જવાબ.

દા. ૩. ૩ માઇલ ૫ ફર્લોંગ અને ૭ પોલના મીટર કરો. (જવાબ દશાંશના એક સ્થળ સુધી.)

૩ માઇલ ૫ ફ. ૭ પો. = ૨૩૧૦૬૬ ઈંચ.

૨૩૧૦૬૬ ÷ ૩૯.૩૭૦૭૯ = ૫૮૬૮.૯ મીટર જવાબ.

દા. ૪. જો ૧૦૫ કીલોગ્રામ ઘઉંની કીંમત ૨૫.૨ ફ્રૅંક બેસે તો ૯.૮ મીરીઆગ્રામ ઘઉંની કીંમત કેટલી?

કી. ૧૦૫ : કી. ૯૮ : : ૨૫.૨ ફ્રૅંક : જવાબ

$$\frac{૯૮ \times \overset{૧.૨}{\cancel{૨૫.૨}}}{\underset{૫}{\cancel{૧૦૫}}} = \frac{૧૧૭.૬}{૫} = ૨૩.૫૨ \text{ ફ્રૅંક} = ૨૩—૫૨ \text{ જવાબ.}$$

(ફ્રૅંક સેન્ટાઇમ.)

---

## એકસર્સાઇઝ ૩૦ મી.

૧. ૬૫૩ સેંટી મીટર, ૧૦૮ સેંટી મીટર, ૪૮૦૦ મીલી મીટર, ૮૪૦ મીલી મીટર, ૬૬૮૧૩૪ સેંટી મીટર, ૯૫૦ ડેસી મીટર એ બધાના મીટર કરી સર્વાળો કરો.

૨. ૨૫ ડેકામીટર ૩ મીટર ૨૭ સેં. મીટર, ૫ હે. મીટર ૨૫ મીટર ૧૭ સેંટી મીટર, અને ૭ હે. મીટર ૫ મીટર ૭ સેં. મીટરનો સર્વાળો કરો.

૩. નીચેની ત્રણ રકમોના ગ્રામ કરી સર્વાળો કરો :—

૨૫ કીલોગ્રામ ૧૭ ડેકાગ્રામ ૬ ગ્રામ ૩ ડેસીગ્રામ;
૩ મીરીઆગ્રામ ૧૫ હેક્ટો ગ્રામ ૭ ગ્રામ;
૨૫ હેકટોગ્રામ ૩૧ ગ્રામ ૭ ડેસીગ્રામ

૪. ૧૩૫૭૯૪ મીલીલીટર, ૭૩૨ લીટર, ૮૪૯ ડેકાલીટર, ૫૫૮૪૩ ડેસીલીટર, ૫૯૯ લીટર, ૪૨૯૩૭૮ ડેસીલીટર, એ રકમોના હેકટોલીટર કરી સર્વાળો કરો.

૫. ૨૫ ફ્રૅંક ૫ ડેસાઇમ ૭ સેંટાઇમ; ૩૫ ફ્રૅંક ૪૯ સેંટાઇમ, અને ૨૪ ફ્રૅંક ૩ સેંટાઇમનો સરવાળો કરો.

૬. ૫૭૩૯૪ મીટર અને ૪૮૪૨ ડેસીમીટરના કીલોમીટર કરી તફાવત કાઢો.

૭. ૨૮ ફ્રૅંક ૫૩ સેંટાઇમમાંથી ૧૪ ફ્રૅંક ૭૮ સેંટાઇમ બાદ કરો.

૮. ૩૧·૪૧૪૭૯ કીલોગ્રામને ૭૦૮ વડે ગુણો.

૯. ૮૨ સ્ટીઅર ૧૫ ડેસીસ્ટીઅરને ૮ વડે ગુણો.

૧૦. ૨૫ કીલોગ્રામ ૫૨ ગ્રામને ૧૬ વડે ભાગો.

૧૧. ૬૩૨ ફ્રૅંક ૮ ડેસાઇમ ૩ સેંટાઇમને ૫ ફ્રૅંક ૭ ડેસાઇમ ૫·૩ સેંટાઇમે ભાગો.

૧૨. ૧૨૩૪૫ મીટરને ૧૫, ૨૭, ૯૯ અને ૨૨૫ થી ગુણો અને જવાબ સેંટીમીટર, ડેકામીટર, કીલોમીટર, અને હેકટોમીટરમાં આપો.

૧૩. ૪૫ હેકટારના સેન્ટીઆર કરો.

૧૪. ૪૩૨૩ કીલોલીટરમાં સેન્ટીલીટર કેટલા છે?

૧૫. ૪ મીરીઆગ્રામ, ૧૮ હેકટોગ્રામ, ૩ સેન્ટીગ્રામ; અને ૨૩ કીલોગ્રામ, ૩૩ ડેકાગ્રામ, ૨૮૯ મીલીગ્રામ વચ્ચેનો તફાવત ગ્રામમાં તેમજ કીલોગ્રામમાં દર્શાવો.

૧૬. એક રેલ્વે લાઇન ઉપર अ, ब, क નામનાં ત્રણ સ્ટેશનો એક પછી એક આવે છે. अથી क સુધી ૧૮ કી. મી. ૮ હે. મી. નો અંતર છે અને बથી क સુધી ૮ કી. મી. ૯ હે. મી. અને ૨૫ મી. નો અંતર છે; તો अથી ब સુધીનો અંતર શોધી કહાડો.

૧૭. ૨૩·૪ ગ્રામ દવામાંથી દરેક ૩૨૫ મીલીગ્રામ જેટલી કેટલી ગોળી થાય ?

૧૮. ૨૭ હેકટોલીટર ચોખ્ખા પાણીનું વજન કેટલું ?

૧૯. કેટલા હેકટારનો એક ચોરસ કીલોમીટર થાય ?

૨૦. એક વહાણ દર કલાકે ૩૩·૫ કીલોમીટર જાય છે તો ૬$\frac{૧}{૨}$ કલાકમાં કેટલું જશે ?

૨૧. એક છોકરો ૧૭·૯ કીલોમીટર ચાલે છે અને પછી ત્યાંથી ૮૦૪૫ મીટર પાછો આવે છે. ત્યારે ઉપડયો ત્યાંથી તે છોકરો કેટલે આઘે હશે ?

૨૨. ૧૫ કીલોગ્રામ વજનના લોઢાના સળીઆમાંથી ૪૦ સરખા કટકા કરવા છે તો તે દરેક કટકાનું વજન કેટલા ગ્રામ થશે ?

૨૩. એક આગગાડી કલાકના ૯૬ કીલોમીટર ચાલે તો તે દર સેકન્ડે કેટલા સેન્ટીમીટર ચાલે ?

૨૪. એક ઘનમીટરમાં કેટલા ઘન ડેસીમીટર ?

૨૫. એક ટાંકીનું માપ ૬ મી. × ૨૫ ડેસીમી. × ૮૦ સે. મી. છે. ત્યારે તે માપ કેટલા ઘન મીટર થયું ? અને તેના કેટલા લીટર થયા ?

૨૬. એક લીટર દારૂનું વજન ૯૮૦ ગ્રામ થાય તો ૧૧૦ લીટરનું કેટલું વજન ?

૨૭. કોઇ માણસ ૧ મીનીટ ૨૮ સેકન્ડમાં ૧ કીલોમીટર ચાલે તો ૩૧ કીલોમીટર ૧૫૦ મીટર ચાલવાને તેને કેટલો વખત લાગશે ?

૨૮. એક માણસ ૩૭૪૦ ચોરસ મીટર જમીન ૧૪૯૬૦ રૂ.કે વેચે છે તો એક આર જમીનની કીંમત કેટલી ?

૨૯. મુંબઇ અને અમદાવાદ વચ્ચે ૨૦૦ માઇલનું છેટું હોય તો તેના કેટલા કીલોમીટર થયા ? ( ૮ કીલોમીટર = ૫ માઇલ ).

૩૦. એક ટન અને ૧૦૦૦ કીલોગ્રામ એ બે વજનમાં કયું વધારે ભારે છે અને તે તફાવતનો જવાબ પાઉન્ડમાં આપો.

૩૧. જો ૧ કીલોમીટર, ૧ માઇલના $\frac{૫}{૮}$ બરોબર હોય તો ૧૭ મા. ૬ ફ. ૮૨ યા. ૧$\frac{૧}{૨}$ ફુ. ના કીલોમીટર કેટલા ?

૩૨. ૭૫ ગ્રામને ટ્રૉય વજનમાં આણો.

૩૩. એક આઉંસ સોનાના કેટલા ગ્રામ થાય ?

૩૪. ૪૦ કીલોગ્રામનું એવૉર્ડુપોઇઝ વજન કહાડો.

૩૫. એક ટનના કેટલા કીલોગ્રામ થાય ?

૩૬. માઉન્ટ એવરેસ્ટની ઉંચાઇ ૨૯૦૦૦ ફીટ છે તો તેના મીટર કેટલા ?

૩૭. એક હેક્ટારના એકર કેટલા ?

નીચલા ત્રણ દાખલામાં ૭ મું કોષ્ટક વાપરવું.

૩૮. પેરીસથી માડ્રિડ ૧૪૫૦ કીલોમીટર છે; તો તે કેટલા માઇલ થયા ?

૩૯. એક ચાહની પેટીમાં ૧૬૦ પાઉંડ ચાહ છે; તો તેનું કેટલા કીલોગ્રામ વજન થયું ?

૪૦. એક માણસને ફ્રાંસમાં બે પીન્ટ દુધ ખરીદ કરવું છે; તો તે ત્યાં કેટલું દુધ માગે ?

૪૧. ૫ ટન અને ૫૫૮૮ કીલોગ્રામ વચ્ચેનો તફાવત કીલોગ્રામમાં તેમજ પાઉન્ડમાં દર્શાવો ( ૧ હં = ૫૦.૮ કી. ગ્રા. ).

૪૨. ·૭૦૮૬૨૪ ટનમાં કીલોગ્રામ કેટલા છે? ( ૧૦૦ કી. ગ્રા. = ૧·૯૬૮૪ હં. ).

૪૩. એક હેકટોલીટરની કીંમત ૩૫૦·૨૦ ફ્રેંક હોય તો ૪૦·૫ લીટરની કીંમત કેટલી ?

૪૪. એક માઇલના $\frac{૧૦}{૧૧૪૪}$ ના $\frac{૧૩}{૧૬}$ ના $\frac{૨૩}{૨૪૦}$ માંથી એક ફુટના $\frac{૩૫}{૪}$ ના $\frac{૧}{૨૮}$ બાદ કરો અને જવાબ મીટરમાં લાવો. (૧ મીટર=૩૯$\frac{૩}{૮}$ ઈંચ).

૪૫. દર વરસે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૧૭૦૪ ફ્રેંકનું વ્યાજ મુદ્દલ ૧૮૭૪ ફ્રેંક ૪૦ સેંટાઇમ કેટલા વરસમાં થાય ?

૪૬. અ કલાકે ૪ માઇલ ચાલે છે અને બ કલાકે ૬$\frac{૧}{૨}$ કીલોમીટર ચાલે છે. જો તેઓ સાથે ઉપડે તો અ એક કલાકે બના કરતાં કેટલા મીટર પાછળ પડશે ? ( ૧ મા. = ૧$\frac{૩}{૫}$ કી. મી.)

૪૭. એક મીટરના ૭·૭૫ ફ્રેંક પ્રમાણે ૧૭·૨૭૫ મીટરની કીંમત પાઉંડ શિલીંગમાં કહાડો. (૧ પા = ૨૫ ફ્રેંક.)

૪૮. દરેક માણસને ૨૭·૭૫ ફ્રેંક, દરેક બૈરીને ૨૪·૫૦ ફ્રેંક અને દરેક છોકરાને ૫·૬૦ ફ્રેંક આપીએ તો ૨ માણસ, ૫ બૈરી અને ૩ છોકરાઓને આપવાનું શું જોઇએ ?

૪૯. એક વાંસની લંબાઇ ૩૦ ફીટ ૫ ઈંચ છે અને બીજો વાંસ ૧૦ મીટર લાંબો છે; ત્યારે તે બે વાંસની લંબાઇનો તફાવત મીટરમાં તથા ફીટમાં કહાડો. (જવાબ દશાંશના બે સ્થળ સુધી).

૫૦. દરેક તારનો કટકો ૨ મી. ૧૪ સેં. મી. કરવો હોય તો ૮૦ કટકા કરવાને કેટલો લાંબો તાર જોઇએ?

૫૧. એક આગગાડી કલાકે ૩૦ માઇલ ચાલે, તો તે ૩ કલાકમાં કેટલા કીલોમીટર ચાલે? (૧ મા $=$ ૧$\frac{૩}{૫}$ કી. મી.)

૫૨. એક આગગાડી એક કલાકમાં ૩૧ કીલોમીટર ચાલે તો તેને ૯૩ કીલોમીટર ૨૭૯ મીટર ચાલતાં કેટલો વખત લાગે?

૫૩. જો હું ૫ સેકન્ડમાં ૧૧ મીટર ચાલું તો દર કલાકે કેટલા કીલોમીટર ચાલું?

૫૪. જો ૧ મીટર ૩૯·૩૭૦૭૯ ઈંચ બરોબર હોય, તો ૫ માઇલ અને ૮ કીલોમીટર વચ્ચે કેટલો ફેર છે, તે અંગ્રેજી માપમાં દર્શાવો.

૫૫. જો ૨૭ માણસો ૧૪·૪ સ્ટીઅર જમીન ૪ દહાડામાં ખોદે, તો ૧૬ દહાડામાં ૧૨·૮×૧૨·૫×૧·૬ ઘનમીટર જમીન ખોદવાને કેટલા માણસ જોઇએ?

૫૬. દર મીટરે ૪·૭૫ ફ્રેંક લેખે ૨૭૦·૯ મીટર કપડાંની કીંમત કહાડો? અને જો એ કપડાંની મૂળ કીંમત ૧૦૦૦ ફ્રેંક હોય તો ઉપલા ભાવે તે કપડું વેચવાથી સેંકડે શું નફો થાય?

૫૭. એક ખેડુત ૫ આર જમીન ૨૪૦૦૦ ફ્રેંકે ખરીદ કરે છે. જો તે ખેડુત દર ચોરસ મીટર ૫૦·૪ ફ્રેંકે વેચે તો તેનો સેંકડે નફો શોધી કહાડો.

૫૮. એક મીણબત્તીનું બંડલ જેનું વજન ૪૬૫ ગ્રામ હતું તે ૨૮ સેન્ટે વેચ્યું. તો એક મીણબત્તીની પેટી જેનું વજન ૧૦ કીલોગ્રામ છે તેની એજ ભાવે શું કીંમત થાય?

૫૯. એક જાતનું કપડું ફ્રાંસમાં દર મીટરે ૪·૩૭૫ ફ્રેંક લેખે મળે છે અને તેજ જાતનું કપડું ઈંગ્લાંડમાં દર યાર્ડ ૪ શિ. ૬. પે. ના ભાવે મળે છે; તો બંને ભાવ વચ્ચેનો દર યાર્ડે તફાવત અંગ્રેજી સિક્કામાં કહાડો. (૧ પા. $=$ ૨૫ ફ્રેંક.; ૧ મીટર $=$ ૩૯$\frac{૩}{૮}$ ઈંચ.)

૬૦. જો ફ્રાંસમાં રેલ્વેનું ભાડું ૩૮૪ કીલોમીટરે ૨૫·૨૮ ફ્રેંક હોય અને ઈંગ્લાંડમાં દર માઇલે ૧ પેની હોય તો તે બંનેમાં દર માઇલે ફેર શું? (૧ મીટર $=$ ૧ યાર્ડ. ૩$\frac{૩}{૮}$ ઈંચ.; ૧ પા. $=$ ૨૫·૨ ફ્રેંક.)

## MISCELLANEOUS EXAMPLES.

## પરચુરણ દાખલા.

૧. ત્રણ કરોડ તાણું લાખ બેંતાળીસ હજાર એકસો ને ચોપનને ચારસો તેવીસ વડે ભાગો.

૨. બે સંખ્યાની બાદબાકી ૪૭ છે અને તેમાંની નાની સંખ્યા ૫૯ છે; તો બીજી કેટલી?

૩. જો અ ની પાસે ૪૦૦ પાઉંડ વધારે હોત તો તે ૧૫૦૦ પાઉંડનું દેવું આપી પોતાની પાસે ૨૯ પાઉંડ બચાવતે; ત્યારે તેની પાસે શું હતું?

૪. એવી કયી મોટામાં મોટી રકમ છે કે જે વડે ૨૦૧ અને ૬૭૧ ને ભાગીએ તો ૬ અને ૮ શેષ અનુક્રમે વધે?

૫. એવી કયી નાનામાં નાની સંખ્યા છે કે જેને ૭, ૮, અને ૯ થી અનુક્રમે ભાગીએ તો દરેક વખતે ૩ શેષ વધે?

૬. અંશ એટલે શું? છેદ એટલે શું?

$$૧ \div \left[ ૧ + ૧ \div \left\{ ૧ + ૧ \div ( ૧ + ૧ \div ૨ ) \right\} \right]$$ ને સાદું રૂપ આપો.

૭. $$\frac{.૦૦૭૫ + ૨.૧}{.૦૧૭૫} ; \frac{૪.૨૫૫ + .૦૦૬૪}{.૦૦૦૩૨}$$ ને સાદું રૂપ આપો.

૮. કેટલાક ચણા ૩ સસલાં અથવા ૫ કબુતરને ૧ મહીનો ચાલે છે તો તેટલાજ ચણા ૯ સસલાં અને ૫ કબુતરને કેટલો વખત ચાલશે?

૯. એક કસોટીઓ ૧૦૦૦ પાઉંડ દર સેંકડે $૪\frac{૧}{૨}$ ટકાના વ્યાજે કહાડી લાવે છે; અને તેમાંની અર્ધી રકમ સેંકડે ૧૦ ટકે અને બીજી અર્ધી રકમ સેંકડે ૧૫ ટકે વ્યાજે ધીરે છે. ત્યારે $૨\frac{૧}{૨}$ વરસમાં તે કસોટીઆને કેટલો નફો મળશે?

૧૦. જો એક મિનીટમાં ૫૮ પગલાં ભરવામાં આવે અને દરેક પગલાંની લંબાઇ $૨\frac{૧}{૨}$ ફુટની હોય તો એક લશ્કરની ટુકડી જેની લંબાઇ ૩૪૨૦ ફુટ છે તેને એક માઇલ લાંબા મહોલ્લામાંથી પસાર થવાને કેટલો વખત લાગશે?

---

૧૧. ૪૫૦૯૦૦૪૫ ના અવયવો શોધી કહાડો. અને પુરેપુરો વર્ગ કરવાને કયી નાનામાં નાની પૂર્ણાંક સંખ્યાથી તેને ગુણવી જોઇએ?

૧૨. ૨૬૧ વખત ૩૫ પા. ૪ શિ. ૨ પે. માંથી ૯૦૮૯ પા. ૫ શિ. બાદ કરો અને બાકી રહે તેને ૮૯ વડે ભાગો.

૧૩. જો એક માણસ કલાકે ૧૦ માઇલ ચાલે તો તે કેટલા કીલોમીટર બરોબર થાય? ( ૮ કી. મી.=૫ મા. ).

૧૪. $$\frac{૩\frac{૧}{૨} \text{ ના } ૧\frac{૧}{૪}}{૧\frac{૫}{૬} \text{ ના } ૩\frac{૩}{૪}} \div \frac{૧\frac{૩}{૫} \text{ ના } ૨\frac{૧}{૪}}{૧\frac{૧}{૧૦} \text{ ના } ૨\frac{૧}{૭}}$$ ને સાદું રૂપ આપો.

૧૫. એક દેવાળીયાનું દેવું ૬૨૩૫ પા. ૧૦ શિ. નું છે; તે પોતાના માંગનારાઓને એક પાઉંડે ૫ શિ. ૬ પે. આપે છે ત્યારે તેની પુંજી કેટલી હોવી જોઇએ?

૧૬. ૨૫૭૯ રૂ. ને બે માણસો વચ્ચે એવી રીતે વહેંચી આપો કે એક માણસને બીજા કરતાં ત્રણગણા મળે.

૧૭. એક બળદ ૪૩ રૂપીએ વેચતાં સેંકડે $૭\frac{૧}{૨}$ ટકા નફો થયો; ત્યારે તેની મૂળ કીંમત શું?

૧૮. ૨૬૪ પાઉંડનું ૨૦ દિવસનું વ્યાજ ૧૦ શિ. ૯ પે. થાય તો વ્યાજનો દર શું હોવો જોઇએ?

૧૯. એક માણસની દર અઠવાડિયાની પેદાશ ૧૪ પાઉંડ છે અને તેને દર ત્રણ મહિને ખરચ ૧૨૮ પાઉંડ ૧૦ શિલીંગ થાય છે. ત્યારે તે ૮ વર્ષની આખરે શું બચાવશે?

૨૦. એક માણસ ૪૩૬ ગરીબ માણસો વચ્ચે બરોબર વ્હેંચી આપવાને કાંઇ રકમ મુકી જાય છે. હવે તે રકમપર દર પાઉન્ડે ૯ પેન્સ કર બેસે અને તેથી કરની રકમ ૧૯ પા. ૧૦ શિ. બાદ જાય તો દરેક માણસને શું મળે?

---

૨૧. કયી ઓછામાં ઓછી સંખ્યા ૧૯૩૭૦ માં ઉમેરીએ તો તેને ૩૭ વડે બરોબર ભાગી શકાય?

૨૨. ૫, ૧૨, ૧૮, ૨૧ અથવા ૨૫ ભીખારીઓને આખા રૂપીઆ આપવાને મારી પાસે ઓછામાં ઓછા કેટલા રૂપીઆ જોઇએ?

૨૩. $\frac{૧\frac{૧}{૫} - \frac{૨}{૩} \text{ ના } ૧\frac{૫}{૭} + ૧\frac{૧}{૯}}{૧\frac{૪}{૫} - ૧\frac{૧}{૨} \text{ ના } ૧\frac{૧}{૭} + ૧\frac{૬}{૯}} \text{ ના } \frac{૬}{૧૦} - \frac{૫\frac{૨}{૩} - ૪\frac{૧}{૯}}{૩\frac{૧}{૩} \text{ ના } ૧\frac{૭}{૯}} \text{ ના } \frac{૪}{૫}$ની કીંમત કાઢો.

૨૪. ૪ શિ. ૬ પે. ના $\frac{૩}{૪\frac{૧}{૨}}$, ૨ શિ. ૬ પે. ના ૨.૩૫, અને ૨ પા. ના .૨૩૭૫ એ રકમોનો સરવાળો કરો અને તેને અર્ધા ગિનીના દશાંશનું રૂપ આપો.

૨૫. એક સિપાઇ $૩\frac{૧}{૪}$ માઇલની મુસાફરીમાં ૭૯૨૦ પગલાં ભરે છે તો એક પગલાની લંબાઇ કેટલી?

૨૬. એક ઝવેરીએ ૮૩૪ ગિનીએ એક મોતી વચ્યું તેને પેટે તેને ૧૪૨૯ ડૉલર મળ્યા. ત્યારે હવે શું લેવાનું રહ્યું? (૧ ડૉલર = ૩ શિ. ૬ પે.).

૨૭. રૂ. ૬૨૭ अ, ब અને क વચ્ચે એવી રીતે વ્હેંચી આપો કે अ ને રૂ. ૫ મળે તો ब ને રૂ. ૪ મળે, અને ब ને રૂ. ૫ મળે તો क ને રૂ. ૩ મળે.

૨૮. अ અને ब એક કામ ૧૪ દિવસમાં કરી શકે છે અને अ એકલો તે કામ ૨૧ દિવસમાં કરી શકે છે; તો ब એકલો તે કામ કેટલા દિવસમાં કરી શકશે?

૨૯. દર સેંકડે દર વરસે ૪ ટકા પ્રમાણે કયી રકમ વ્યાજે મુકીએ તો ૯ મહિનામાં વ્યાજમુદ્દલ ૧૯૩ પા. ૨ શિ. ૬ પે. થાય?

૩૦. ૧ આઉંસ સોનાની કીંમત ૩ પા. ૧૭ શિ ૧૦$\frac{૧}{૨}$ પે. હોય તો ઓછામાં ઓછું કેટલા આઉંસ સોનું લઇએ તો તેના બરોબર પાઉંડના સિક્કા પડે અને તે સિક્કા કેટલા પડે?

---

૩૧. ૧૧૬૦, ૨૯૪૮, ૩૮૮૬ નો લઘુતમ કહાડો.

૩૨. ૧ ટન ૧૭ પાઉંડની સરખા વજનની ૧૬ બીંદડી કરીએ તો દરેક બીંદડીમાં કેટલું વજન થાય?

૩૩. $\frac{૧૪૮૪૯૪૫}{૪૯૪૬૪૦૩}$ ને અતિસંક્ષેપ રૂપમાં મુકો.

અને $\left\{\frac{૧}{૭}-\frac{૧}{૯}-\frac{૧}{૧૧}+\frac{૧}{૧૩}\right\} \left\{\frac{૧૭}{૬૪}+\frac{૯}{૨૫}\right\}$ ને સાદા રૂપમાં લાવો.

૩૪. $\frac{\cdot ૧૨ના\ (\cdot ૦૧૨૩ - \cdot ૦૦૪) + \cdot ૩૬ \times \cdot ૦૦૩}{\cdot ૨ \times \cdot ૩ \times \cdot ૧૭૩}$ ને સાદું રૂપ આપો.

૩૫. ૬૦૦૦ માણસના લશ્કરને ૨૫ દિવસ ચાલે એટલો ખોરાક છે. પણ ૯ દિવસ પછી તેમાં બીજા કેટલાક માણસો આવ્યા તેથી બાકી રહેલો ખોરાક માત્ર ૪ દિવસ ચાલ્યો; ત્યારે બીજા કેટલા માણસો આવ્યા હશે?

૩૬. કયી ઓછામાં ઓછી સંખ્યા ૧૯૩૭૦ માંથી બાદ કરીએ તો તેને ૩૭ વડે બરોબર ભંગાય?

૩૭. એવી કયી સંખ્યા છે કે જે પોતાના ચોથા, પાંચમા અને છઠ્ઠા ભાગના સરવાળા કરતાં ૧૬૧ જેટલી વધારે થાય?

૩૮. એક દેવાળીઆએ દર પાઉંડે ૧૨ શિ. ૬ પે. લેખે દેવું આપતાં એક લેણદારને ૨૫ પાઉંડ આપ્યા, ત્યારે એ લેણદારનું એને કેટલું દેવું હશે?

૩૯. બે માણસો સરખી રકમો લઇને બજારમાં ગયા. એક માણસે ૩૩ કેરીઓ ખરીદી અને તેની પાસે બે આના વધ્યા. બીજાએ તેજ ભાવે ૪૨ કેરીઓ ખરીદી પણ તેને ચાર આના ઓછીના લેવા પડ્યા. ત્યારે દરેક જણ પાસે કેટલા પૈસા હતા?

૪૦. કેટલા વખતમાં ૩૯૮ પા. ૫ શિ. નું વ્યાજમુદ્દલ ૩$\frac{૧}{૩}$ ટકાની તેરીખે ૪૭૭ પા. ૧૮ શિ. થશે?

---

૪૧. ૧૭૭૭ ને બાર હજાર બારસો ને બારે ગુણો ને જે જવાબ આવે તેને શબ્દમાં લખો.

૪૨. વધારેમાં વધારે કયો વખત છે કે જેવડે ૫ ક. ૧૫ મિ. અને ૮ ક. ૨૪ મિ. ને ભાગતાં પૂર્ણાંક આવે?

૪૩. ૩ પેનીના સિક્કાઓનું અથવા ૫ અર્ધી પેનીના સિક્કાઓનું વજન ૧ આઉંસ એવૉર્ડુપોઇઝ થાય છે; ત્યારે ૧૭૫ આ. ટ્રાય વજનમાં કેટલા પેનીના સિક્કા થશે; અને ઓછામાં ઓછા કેટલા અર્ધી પેનીના સિક્કા હોય તો તેનું વજન પૂર્ણાંક આઉંસ ટ્રાય થાય?

૪૪. $\frac{3+4}{4+5}$ એ $\frac{3}{4}$ કરતાં મોટી છે અને $\frac{4}{5}$ કરતાં નાની છે એમ સાબીત કરી આપો.

૪૫. ૧૨ શિ. ૦$\frac{3}{5}$ પે. ને અર્ધા ગિનીના, ૧ પાઉંડના, ૧૦૦૦ પાઉંડના અને ·૦૦૦૦૦૧ પાઉંડના દશાંશનું રૂપ આપો.

૪૬. એક તારના દોરડાનો $\frac{11}{13}$ ભાગ દરીયાની તળીએ છે, $\frac{1}{15}$ ભાગ પાણીમાં છે અને ૨૩૮ વાર જમીનપર છે; ત્યારે તે તારના દોરડાની લંબાઇ કેટલી?

૪૭. अ અને ब એક કામ ૧$\frac{1}{2}$ દિવસમાં, अ અને क ૨ દિવસમાં અને ब અને क ૩ દિવસમાં કરે છે. આખા કામ માટે ૯ શિ. આપવામાં આવે તો દરેક માણસને દરરોજ કેટલો પગાર મળે?

૪૮. ૯૦ માણસો દિવસના ૧૦ કલાક પ્રમાણે કામ કરતાં ૮૦ દિવસમાં $\frac{1}{3}$ કામ કરે છે તો દરરોજના ૧૨ કલાક પ્રમાણે કામ કરતાં ૧૨૦ દિવસમાં બાકી રહેલું કામ પુરૂં કરવાને કેટલા માણસો જોઇએ?

૪૯. ૧ પાઉંડ ચાહની કીંમત ૫૦ નારંગીની કીંમત બરોબર હોય અને ૭૦ નારંગીની કીંમત ૮૪ લીંબુની કીંમત બરોબર હોય ત્યારે જો ૧ લીંબુની કીંમત ૧ પેની હોય તો ૧ પાઉંડ ચાહની કીંમત કેટલી?

૫૦. જો ૭૫ પાઉંડનું ૮ મહિનાનું વ્યાજમુદ્દલ ૭૮ પા. ૧૫ શિ. થાય તો તેટલાજ ટકા લેખે ૧૦ મહિનામાં કયી રકમનું વ્યાજમુદ્દલ ૨૦૧ પા. ૧૭ શિ. ૬ પે. થાય?

---

૫૧. બે રકમોનો સરવાળો ૧૪૮ છે અને તેમાંની એક બીજી કરતાં ૧૬ જેટલી વધારે છે; ત્યારે તે બે સંખ્યા કયી?

૫૨. ત્રણ માણસોના પગલાંની લંબાઇ ૨ ફુટ. ૮ ઈં., ૩ ફુટ, અને ૩ ફુ. ૪ ઈં. અનુક્રમે છે, તેઓ શરૂઆતમાં સાથે પગલાં ઉપાડે તો ૧ માઇલ ચાલે તેટલામાં કેટલી વખત તેઓ સાથે પગલાં ઉપાડશે?

૫૩. $\dfrac{(3\frac{1}{3}-2\frac{1}{2})\div\frac{5}{6}\text{ના }\frac{3}{8}}{2\frac{2}{3}\div(1\frac{1}{2}+\frac{1}{4})}$ ની કીંમત કહાડો અને જે આવે તેને દશાંશનું રૂપ આપો.

૫૪. ૩૭ માણસો એક કામ દરરોજ ૯ કલાક પ્રમાણે કામ કરતાં ૯૧ દિવસમાં પુરૂં કરી શકે છે, તો તે કામ ૮ દિવસમાં પુરૂં કરવાને ૩૩૩ માણસોએ દરરોજ કેટલા કલાક વધારે કામ કરવું જોઇએ?

૫૫. એક માણસ ૨૪૦ એકરનું ખેતર ૬૫૦૦ પાઉંડે ખરીદ કરે છે, અને તેમાં સમાર કામ પાછળ કેટલાક પૈસા ખરચે છે, પછી દર એકરે ૨૪ શિલીંગ પ્રમાણે તે ગણોતે આપે છે. તેમ કરવાથી તેને ૩$\frac{3}{4}$ ટકા લેખે વ્યાજ પડી રહે છે. ત્યારે તેણે સમાર કામ પાછળ શું ખરચ કર્યો હશે?

૫૬. એક માણસ એક ગામથી નીકળીને કલાકના $૩\frac{૩}{૪}$ માઇલ પ્રમાણે ચાલે છે. ૪૦ મિનીટ પછી બીજો માણસ તેજ ગામથી તેજ દિશામાં જાય છે અને પહેલા માણસને ૮ કલાકમાં પકડી પાડે છે. બીજો માણસ કલાકે કેટલા માઇલ ચાલે છે તે શોધી કહાડો.

૫૭. જો ૩૫ માણસો એક કામ ૪૫ દિવસમાં પુરૂં કરે, પણ દર ૧૫ દિવસની આખરે ૭ માણસો જતા રહે તો તે કામ પુરૂં થતાં કેટલા દિવસ લાગશે ?

૫૮. હુંડીઆમણનો ભાવ એક રૂપીએ ૧ શિ. $૧\frac{૩}{૩૨}$ પે. હોય તો ૧૦ પા. ૧૫ શિ. $૫\frac{૧}{૨}$ પે. ની કીંમત રૂપીઆમાં અને રૂા. ૧૨૦–૧૫ આ. ૪ પૈની કીંમત પાઉંડમાં કહાડો.

૫૯. ૩૪૫ પા. ૧૭ શિ. ૬ પે.નું ૩ વરસમાં ૪૧ પાઉંડ ૧૦ શિ. $૧\frac{૧}{૫}$ પે. વ્યાજ થાય તો વ્યાજનો દર શું ?

૬૦. એક ઘડીઆળ દરરોજ ૪ મીનીટ વહેલી જાય છે; અને બીજી ઘડીઆળ ૪ મીનીટ મોડી જાય છે. બંને ઘડીઆળોને અમુક દિવસે બપોરે બાર વાગતે બરાબર મુકવામાં આવે છે. ત્યારે બંને ઘડીઆળોમાં કેટલા વખત પછી $૨\frac{૧}{૨}$ મીનીટનો તફાવત પડશે ?

---

૬૧. ૧૮૭૦ના વરસમાં એકેક પેનીની ટીકીટો નેવું કરોડ ખપી હતી. તેની કીંમત પાઉંડ શિલીંગ પેન્સમાં કેટલી થઇ ?

૬૨. એવી સંખ્યા શોધી કહાડો કે જેને ૩૭૬૦૧ માં ત્રેવીસ વખત ઉમેરીએ તો સરવાળો ૪૦૨૦૦ થાય.

૬૩. ચાર ઘંટા અનુક્રમે ૩, ૭, ૧૨, ૧૪ સેકન્ડે વાગે છે. ને તેઓ સઘળા એક્કી વખતે વાગવા માંડ્યા ત્યારે ફરીને તેઓ સઘળા સાથે ક્યારે વાગશે ?

૬૪. $\dfrac{૧\frac{૧}{૪} \text{ ના } ૧\frac{૪}{૫} - \frac{૫}{૩} \text{ ના } ૧\frac{૧}{૫}}{\dfrac{૩\frac{૧}{૨}}{૨} + \dfrac{૪\frac{૧}{૪}}{૧૧\frac{૧}{૩}}} \div \frac{૨}{૧૭}$ ને સાદા રૂપમાં આણો.

૬૫. ૨૫ ગૅલન પાણીનું વજન કીલોગ્રામમાં કહાડો. (૧ ગૅ.=૧૦ પા. એવૉ.)

૬૬. એક ઘરનું ભાડું ૩૬ પાઉંડ છે; ભાડાનો $\frac{૧}{૬}$ ભાગ ઝાડુ કાઢનારને, ઝાડુ કાઢનારના ખરચનો $\frac{૨}{૩}$ ભાગ દીવા કરનારને અને દીવા કરનારના ખરચનો $\frac{૩}{૫}$ ભાગ પાણીના કરવાળાને આપવામાં આવે છે; ત્યારે તે ઘરનો બધો ખરચ કેટલો ?

૬૭. એક કંટ્રાકટરને ૧૨ માઇલ લાંબી નહેર ૩૫૦ દિવસમાં ખોદવી છે, અને તેના ઉપર ૪૫ માણસો કામે લગાડેલા છે. ૨૦૦ દિવસ પછી માલમ પડયું કે માત્ર $૪\frac{૧}{૨}$ માઇલ નહેર ખોદાઇ ; ત્યારે વખતસર કામ પુરૂં કરવાને બીજા કેટલા માણસો કામે લગાડવા જોઇએ ?

૬૮. એક લેણદારને પોતાના ૨૯૬ પાઉંડના લહેણાને પેટે દર પાઉંડે ૧૨ શિ. ૪ પે. મળે છે. અને જે બાકી રહ્યું તેના ઉપર દર પાઉન્ડે ૩ શિ. ૯ પે. મળે છે. ત્યારે બધું મળીને તેને શું મળ્યું હશે?

૬૯. દર વરસે દર સેંકડે ૩$\frac{૧}{૨}$ ટકા લેખે અમુક રકમ વ્યાજે મુકીએ તો ૧૦ વરસમાં વ્યાજમુદ્દલ ૫૦૬ પા. ૧૫ શિ. ૧$\frac{૧}{૨}$ પે. થાય છે. ત્યારે ૭૦૩ પા. ૧૬ શિ. ૬$\frac{૩}{૪}$ પે. વ્યાજમુદ્દલ થવાને કેટલાં વરસ લાગશે?

૭૦. દર પાઉંડે ૧ શિ. ૦$\frac{૧}{૨}$ પે. ખરચ થાય અને બાકી રહે તેના ઉપર દર સેંકડે ૫ ટકા લેખે વટાવ કપાયા પછી એક જમીનદારને ૮૬૪ પા. ૧૦ શિ. ચોખ્ખું ભાડું મળે છે; ત્યારે હુંડે ભાડું શું હશે?

---

૭૧. અનુક્રમે ૪૦૦ વરસમાં મહીનાની ૨૯ મી તારીખ કેટલી વખત આવે?

૭૨. $$\frac{\frac{૫}{૧૪} - \frac{૩}{૭} \text{ ના } \frac{૧}{૨}}{\frac{૫}{૧૬} + \frac{૭}{૧૨} \text{ ના } ૩\frac{૧}{૪} - \left(\frac{૭}{૮} \text{ ના } \frac{૩૭}{૨૧} - \frac{૧}{૩}\right)} \div \frac{\frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૨} + \frac{૩}{૨} \text{ ના } ૫}{૯\frac{૧}{૩} - ૧\frac{૨}{૩}}$$ ને સાદું રૂપ આપો.

૭૩. એક વેપારીએ ૨૫ પાઉન્ડે ટન લેખે ખાંડ ખરીદ કરી અને તે ખાંડ સાફ કરતાં દર હંડરવેટે ૧ પા ૧ શિ. ૮ પે. તેને ખર્ચ થયો. હવે જો તે સાફ કરેલી ખાંડ દર પાઉન્ડે ૫$\frac{૧}{૨}$ પેન્સના ભાવે તે વેચે તો તેને સેંકડે શું નફો થાય?

૭૪. ૧૨૦ માણસો ૧૫ દિવસમાં ૬૦ ફુટ ઉંચું ઘર બાંધે તો ૧૦ દિવસમાં ૫૫ ફુટ ઉંચું ઘર બાંધવાને કેટલા માણસો જોઇએ?

૭૫. જો ૧૫ માણસો અથવા ૪૦ છોકરા એક કામ ૧૨ દિવસમાં કરે તો ૧૦ માણસો અને ૨૦ છોકરાને ૭ ગણું કામ કરવાને કેટલા દિવસ જોઇએ?

૭૬. એક રેલવેની ગાડી કલાકના ૩૦ માઇલના વેગે અ થી ક તરફ જવા ૧૨ વાગતે નીકળે છે. તેજ વખતે એક ટપાલગાડી અ અને ક ની અધવચ્ચે આવેલા ગામ બ થી ક તરફ ૧૦ માઇલના વેગે જવા નીકળે છે. ક થી કેટલે અંતરે ટપાલગાડીને આગગાડી પકડી પાડશે? અ અને ક વચ્ચે ૧૦૦ માઇલનું અંતર છે.

૭૭. એક માણસને ભીખારીઓની ટોળી મળે છે. તે દરેક ભીખારીને ૪ પૈ આપે છે અને તેની પાસે ૧ આ ૪ પૈ વધે છે. જો દરેક ભીખારીને ૬ પૈ આપી હોત તો તેની પાસે જેટલા પૈસા હતા તેના કરતાં ૧ આનો વધારે જોઇતે; ભીખારીઓની સંખ્યા શોધી કહાડો.

૭૮. જો ૧૭૬ પા. ૫ શિ. નું વ્યાજમુદ્દલ ૪ વર્ષમાં ૧૯૭ પા. ૮ શિ, થાય તો ૧૦૭૫ પા. ૧૦ શિ. નું વ્યાજમુદ્દલ ૧૫૫૯ પા. ૯ શિ. ૬ પે. કેટલા વખતમાં થાય?

૭૯. અ એક કામ બ ના કરતાં અર્ધા વખતમાં કરી શકે છે; જો તેઓ સાથે કામ કરે તો તે કામ તેઓ બંને મળીને ૮ દિવસમાં પુરૂં કરી શકે છે. ત્યારે અ ને બ છુટા છુટા તે કામ કેટલા વખતમાં કરી શકશે?

૮૦. ૧૩૮૯૧૮ માણસોમાંના ૩૦·૬૬ ટકા લખી વાંચી શકે છે; ૫૮·૮૯ ટકા જેટલા માણસોને કાંઇ આવડતું નથી; અને બાકીના માત્ર વાંચી શકે છે; દરેક વર્ગના કેટલા માણસો છે તે શોધી કહાડો.

૮૧. ૮૩૧૬૦૦ના અવિભાજ્ય અવયવો કહાડો. અને તેને ઓછામાં ઓછા કયા અંકે ગુણીએ તો ગુણાકાર પુરો ઘન થાય?

૮૨. પાંચ અર્ધા સૉવરીન, પાંચ અર્ધા ક્રાઉન, પાંચ શિલીંગ અને પાંચ પેન્સ એ બધાના એકંદર કેટલા ફાર્ધિંગ થયા તે કાઢો.

૮૩. એક ખેતરની ૨૭૫ એકર ૩ રૂડ ૨૧ પોલ જમીનમાં ઘઉં ઉગે છે, ૫૬ એકર ૨ રૂડ ૧૨ પોલ જમીનમાં બાજરી ઉગે છે, ૧૮૭ એકર ૧ રૂડ જમીનમાં જુવાર ઉગે છે, ૯૯ એકર ૩૩ પોલ જમીનમાં મકાઇ ઉગે છે અને $૨\frac{૧}{૨}$ રૂડ જમીનમાં ઘાસ ઉગે છે; ત્યારે તે બધા ખેતરનો વિસ્તાર કેટલો?

૮૪. એક માણસ જેટલું ૩ મહિનામાં કમાય છે તેટલું ૪ મહિનામાં ખરચે છે. તેની છ મહિનાની પેદાશ ૨૫૦ પાઉંડ ૧૦ શિ છે; ત્યારે તે એક વર્ષમાં કેટલું બચાવશે?

૮૫. જો તારના થાંભલા ૬૬ વારને છેટે દાટેલા હોય અને એક આગગાડી ત્રણ ત્રણ સેકન્ડે દરેક થાંભલો વટાવી જતી હોય તો તે આગગાડી કલાકે કેટલા માઇલ ચાલતી હશે?

૮૬. એક ડૉલરની કીંમત ૪ શિ. ૨ પે. હોય તો ઓછામાં ઓછા કેટલા ડૉલરનું દેવું મૉઇડોર વડે આપી શકાય?

૮૭. अ, ब અને क મુસાફરીએ નીકળ્યા. તેઓ દરેકના ગજવામાં ૪૦ પાઉંડ હતા અને તેઓએ ખરચ સરખે હીસ્સે આપવાનો હતો. જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે अની પાસે ૭ પા. ૩ શિ. ૬ પે., बની પાસે ૪ પા. ૧૦ શિ. અને क ની પાસે ૧ પા. ૧૩ શિ. ૯ પે. હતા. ત્યારે હિસાબ ચુકવતી વખતે अ અને ब એ क ને શું શું આપવું જોઇએ?

૮૮. જો ૨૪ માણસો દરરોજ દિવસના ૧૦ કલાક પ્રમાણે કામ કરે તો ૧૨ દહાડામાં એક કામ પુરૂં કરે છે. ત્યારે દરરોજના ૮ કલાક પ્રમાણે કામ કરતાં ૧૦ દિવસમાં તેનાથી ત્રણગણું કામ કરવાને કેટલા માણસ જોઇશે?

૮૯. જો ૧૨૪ પાઉન્ડનું ૩ વર્ષમાં વ્યાજમુદ્દલ ૧૩૮·૮૮ પાઉન્ડ થાય તો ૧૨૪૫ પાઉન્ડનું વ્યાજમુદ્દલ ૧૬૧૮ પા. ૧૦ શિ. કેટલા વખતમાં થાય?

૯૦. દર પાઉન્ડે ૧૦ પેન્સ લેખે ઇન્કમટેક્સ કપાય છે અને બાકી રહે તેના પર દર સેંકડે ૪ ટકા લેખે ખરચ થાય છે. હવે જો એક મિલકતની ચોખ્ખી આવક ૪૩૭ પાઉન્ડ થાય તો તેની હુંડે ઉપજ શું હશે?

૯૧. એક સિપાઇને વરસ દહાડે ૯ પા. ૧૭ શિ. $૮\frac{૧}{૨}$ પે. મળે તો તેને દરરોજનું શું મળતું હશે?

૯૨. એક વસ્તુની કીંમત ૫ પા. ૯ શિ. ૪$\frac{1}{2}$ પે. હોય તો સૉવરીનની પૂર્ણાંક સંખ્યા માટે ઓછામાં ઓછી કેટલી વસ્તુઓ ખરીદી શકાય ?

૯૩. એક નિશાળમાં છોકરા અને છોકરીઓ મળીને ૪૫૩ વિદ્યાર્થીઓ છે. છોકરાઓની સંખ્યા છોકરીઓની સંખ્યા કરતાં ·૫૨ ગણી છે; ત્યારે છોકરાઓ તથા છોકરીઓની સંખ્યા કેટલી ?

૯૪. ૧૦૦ માણસો એક કામ ૨૦ દિવસમાં પુરૂં કરવા માથે લે છે. ૧૦ દિવસ પછી માત્ર $\frac{1}{3}$ કામ થયલું માલમ પડે છે; તો તે કામ નક્કી કરેલા વખતમાં પુરૂં કરવાને કેટલા વધારે માણસો કામે લગાડવા જોઇએ ?

૯૫. એક માણસને પહેલા છ મહિનામાં દર પાઉંડે ૪ પેન્સનો અને બીજા છ મહિનામાં પાઉંડે ૩ પેન્સનો કર આપવો પડે છે. પણ બીજા છ મહિનામાં તેની આવક વધવાથી પહેલા છ મહિનાના જેટલો કર તે બીજા છ મહિનામાં પણ આપે છે. તેની એકંદર આવક ૭૦૦ પાઉંડની હોય તો તેની ખરેખરી આવક કેટલી ?

૯૬. अ અને ब ૩૭$\frac{1}{2}$ માઇલને અંતરે છે; અને તેઓ એક બીજા તરફ ચાલે છે. એક માણસ કલાકે ૩$\frac{1}{2}$ માઇલ અને બીજો કલાકે ૪ માઇલ ચાલે છે. કેટલે વખતે તેઓ મળશે અને મળતા પહેલાં દરેક જણ કેટલું ચાલશે ?

૯૭. એવી મોટામાં મોટી ચાર આંકડાની સંખ્યા શોધી કહાડો કે જેને ૨૩ વડે બરોબર ભાગી શકાય.

૯૮. अ એક કામ ૧૨ કલાકમાં, અને ब ૪ કલાકમાં, અને क ૩ કલાકમાં કરી શકે છે. ત્રણે અર્ધા કલાક સુધી સાથે કામ કરે છે; પછી अ ચાલ્યો જાય છે; તો તે કામ પુરૂં કરવાને ब અને क ને કેટલો વખત લાગશે ?

૯૯. દર વરસે દર સેંકડે કેટલા ટકા પ્રમાણે ૧૫૭ પા. ૧૦ શિ. નું ૫ વર્ષમાં વ્યાજમુદ્દલ ૧૮૯ પાઉંડ થાય ?

૧૦૦. એક રકમનો $\frac{1}{3}$ ભાગ દર વર્ષે ૩ ટકા લેખે વ્યાજે મુકયો અને બાકીનો ૪ ટકા લેખે મુકયો ત્યારે આખા વર્ષનું બધું મળીને વ્યાજ ૩૭૦૯ પા. ૧૧ શિ. ૪ પે. આવ્યું; ત્યારે તે રકમ કયી હશે ?

---

૧૦૧. તારીખ ૧ લી જાનેવારી ૧૪૯૫ થી તા. ૩૧મી ડીસેંબર ૧૮૯૪ સુધીમાં કેટલા દિવસ થાય ?

૧૦૨. ૭૮૧૬ પાઉંડમાં ૩૨૫ પા. ૧૩ શિ. ૪ પે. કેટલી વખત સમાયલા છે ?

૧૦૩. એક રૂપાનો લોટો ૧૨ ગીનીએ વેચવાથી સેંકડે ૫$\frac{1}{2}$ ટકા ખોટ જાય છે. હવે જો સેંકડે ૨૬ ટકા નફો મેળવવો હોય તો તે લોટો કેટલે વેચવો ?

૧૦૪. ૨ ગીનીના $\frac{5}{6}$, અને ૬ શિ. ૮ પે. ના $\frac{3}{4}$ એ બે રકમના તફાવતને ૩ પાઉંડના અપૂર્ણાંકનું રૂપ આપો.

૧૦૫. ૧ પેનીના ( $૪\frac{૧૪}{૨૧} - ૧૦\frac{૪૪}{૫૫} + ૯\frac{૩}{૪૫} - \frac{૫૨}{૧૧૭}$ ) એ એક પાઉંડનો કેટલામો ભાગ છે ?

$\frac{૧}{૩} \times \frac{૧૭}{૩}$ ના $\frac{૨૭}{૮૫} + \left(૨\frac{૧}{૩} + \frac{૧}{૩ + \frac{૧}{૪}}\right) \times \frac{૩૯}{૧૦૩}$ ને સાદું રૂપ આપો.

૧૦૬. એક સરદારને લડાઇમાં હાર્યો પછી માલમ પડ્યું કે પોતાના લશ્કરનો માત્ર $\frac{૨}{૩}$ ભાગ લઢવાને શક્તિવાન છે ; $\frac{૧}{૯}$ ભાગ ઘાયલ થયો છે અને બાકીના બે હજાર માણસો માર્યા ગયા છે. ત્યારે તે લશ્કરમાં લઢાઇ થયા પહેલાં કેટલાં માણસો હશે?

૧૦૭. એક માણસ દર વરસે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૫૦૦ પા. વ્યાજે લાવે છે, અને ત્યાર બાદ ૪૦૦ પાઉંડ ૩$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે વ્યાજે લાવે છે. હવે પાછલી રકમ લાવ્યા પછી છ મહીને બંને રકમનું વ્યાજમુદ્દલ ૯૫૭ પા. થાય તો પહેલી રકમ ઉપર કેટલા વખતનું વ્યાજ ગણ્યું હશે ?

૧૦૮. મારી પાસે અર્ધા ક્રાઉન, ફ્લૉરીન અને શિલીંગના સીક્કાઓ ૭, ૫, ૨ ના પ્રમાણમાં છે અને તેની કીંમત બધું મળીને ૧૨ પા. ૪ શિ. ની થાય છે ; ત્યારે મારી પાસે દરેક જાતના કેટલા સીક્કા હશે ?

૧૦૯. अ અને ब એક કામ ૪ દિવસમાં કરે છે, अ અને क ૬ દિવસમાં કરે છે ; ब અને क ૮ દિવસમાં કરે છે ત્યારે अ, ब, અને क ત્રણે મળીને કેટલા દિવસમાં તે કામ કરશે ?

૧૧૦. એક મીલકતની ઉપજમાંથી સેંકડે ૧૦ ટકા ઇન્કમટેક્ષ કપાય છે. અને બાકી રહે તેમાંથી દર પાઉંડે ૨ શિ. ૧$\frac{૧}{૨}$ પે. બીજો ખરચ જાય છે ; અને ૨૫૭૪ પા. ચોખ્ખા રહે છે ત્યારે તે મીલકતની હુંડે પેદાશ કેટલી ?

૧૧૧. બે મિત્રો સાથે ફરવા જાય છે અને સાથે પગલાં ઉપાડે છે. અનુક્રમે એકેકા પગલામાં ૨$\frac{૨}{૪૯}$ અને ૨$\frac{૩}{૫૬}$ ફુટનો અંતર કપાય છે. ફરીથી બંનેના પગલાં સાથે ઉપડે તેટલા વખત સુધીમાં તેઓ કેટલું ચાલ્યા હશે ? અને દરેક કેટલાં પગલાં ચાલ્યો હશે ?

૧૧૨. $\frac{૬ + ૭}{૭ + ૮}$ એ અપૂર્ણાંક $\frac{૬}{૭}$ કરતાં વધારે અને $\frac{૭}{૮}$ કરતાં ઓછું છે તે બતાવો.

૧૧૩. એક લોખંડના ગજનો $\frac{૧}{૧૦}$ ભાગ રાતો, $\frac{૧}{૨૦}$ ભાગ નારંગી રંગનો, $\frac{૧}{૩૦}$ ભાગ પીળો, $\frac{૧}{૪૦}$ ભાગ લીલો, $\frac{૧}{૫૦}$ ભાગ આસમાની, $\frac{૧}{૬૦}$ ભાગ ગળીના રંગનો અને બાકીનો ૩૦૨ ઈંચ છે તે કીરમજી રંગનો છે ; ત્યારે તે ગજની લંબાઇ કેટલી ?

૧૧૪. એક ચોપડીની કીંમત ૨ ફ્રેંક હોય તો ૯૫૦૦૦ ચોપડીઓની કીંમત અંગ્રેજી સિક્કામાં કહાડો. (૧ ફ્રેંક = ૯$\frac{૧}{૨}$ પે.)

૧૧૫. એક ઘર અને તેના સરસામાનની કીંમત ૯૭૩૪ પા. ૫ શિ. ૯ પે. પડે છે. અને તેમાં ઘરની કીંમત સરસામાનની કીંમત કરતાં ૮ ગણી છે ; ત્યારે તે ઘરની કીંમત કેટલી ?

૧૧૬. એક માણસ કલાકના ૨ માઇલ પ્રમાણે પોતાના ગામથી બીજે ગામ ચાલતો જાય છે. તે ગામમાં તેને પોતાનું કામ કરતાં એક કલાક લાગે છે. કામ કર્યા પછી તે ટ્રામ્વેથી પોતાને ગામ પાછો ફરે છે. ટ્રામ્વે કલાકના ૮ માઇલ પ્રમાણે ચાલે છે. પોતાના ગામથી નીકળ્યા પછી ૨ ક. ૨૦ મીનીટે તે ઘેર પાછો ફરે છે; તો બંને ગામો વચ્ચે કેટલું છેટું છે તે શોધી કહાડો.

૧૧૭. એક કાપડીઓ ૩ રૂા. ૭ આ. ની વારના ભાવે બનાત વેચે તો તેને સેંકડે ૧૦ ટકા નફો થાય ત્યારે રૂા. ૩-૧૪-૬ ની વારના ભાવે વેચે તો તેને સેંકડે શું નફો થાય?

૧૧૮, એવી નાનામાં નાની ચાર આંકડાની સંખ્યા શોધી કહાડો કે જેને ૩૧ વડે બરોબર ભાગી શકાય.

૧૧૯. ૨૩૫ પા. સાહોવ્યાજે ધીરવામાં આવે છે. અને ૪ વર્ષની આખરે તેનું વ્યાજમુદ્દલ ૨૬૭ પા. ૧૮ શિ. થાય છે. વ્યાજનો દર શોધી કહાડો.

૧૨૦. એક પાઇપ દારૂની કીંમત ૯૦ પાઉંડ પડે છે; તેમાં કેટલું પાણી ઉમેરીએ તો તેની કીંમત દર ગૅલને ૧૦ શિલીંગ થાય?

---

૧૨૧. $\frac{૩}{૮}$, $\frac{૫}{૧૨}$, $\frac{૪}{૯}$ અને $\frac{૭}{૨૦}$ એ રકમમાંની મોટામાં મોટી અને નાનામાં નાનીનો સરવાળો કરો અને બીજી બે બાકી રહી તેનો સરવાળો કરો અને એ બે સરવાળાની બાદબાકી કરો.

૧૨૨. એક માણસને એક મિલ્કતનો $\frac{૩}{૧૧}$ ભાગ વારસામાં મળે છે. તે તેનો $\frac{૧}{૩}$ ભાગ પોતાના છોકરાને આપે છે. તે છોકરો એક પાઉંડ ૬ પેન્સ લેખે ૫ પા. ૧૦ શિ. પોતાના ભાગપર કર આપે છે. ત્યારે તે મિલ્કતની કીંમત કેટલી?

૧૨૩. કોઇ એક સંખ્યાને અનુક્રમે ૫, ૬. ૭, વડે ભાગીએ તો અનુક્રમે ૨, ૩, ૪ વધે છે, તો તે સંખ્યાને ૨૧૦ વડે ભાગીએ તો કેટલા વધે?

૧૨૪. એક વીશીમાં $\frac{૧}{૪}$ ભાગ દખણના, બાકી રહે તેનો $\frac{૧}{૩}$ ભાગ ગુજરાતના, અને બાકીના ૨૮ મુંબઇ શહેરના છે; તો તે વીશીમાં કેટલા માણસો હશે?

૧૨૫. એક ઘડીઆળ દરરોજ ૮ મીનીટ મોડી જાય છે. તો બપોરે બાર વાગતે તે ઘડીઆળમાં કેટલો વખત મુકવો જોઇએ કે જેથી તે દિવસે રાતે ૧૧ કલાકે તેમાં બરોબર વખત માલમ પડે?

૧૨૬. એક સિપાઇએ ૫ કલાકની રજા લીધી. હવે તે કલાકે ૧૦ માઇલ લેખે ઘોડાગાડીમાં બેસીને કેટલે આઘે જાય તો કલાકના ૫ માઇલ લેખે ચાલતાં પાછો વખતસર પોતાની છાવણીમાં આવી શકે?

૧૨૭. $\dfrac{૧\frac{૧}{૨} + ૨\frac{૧}{૩}}{૨\frac{૧}{૭} + ૩\frac{૧}{૪}} \div \dfrac{\frac{૫}{૭}}{૧ + \dfrac{૧}{૨ + \frac{૧}{૩}}} - .૦\dot{૬}$ ને સાદું રૂપ આપો.

૧૨૮. એક અમુક રકમનું વ્યાજમુદ્દલ બે વરસમાં રૂ. ૫૦૫.૨ અને ચાર વરસમાં રૂ. ૫૮૯.૪ થાય છે; તો વ્યાજનો દર શું અને મુદ્દલ રકમ કેટલી ?

૧૨૯. જો ૧૧ પાઉંડ કાફીની કીંમત ૨ પાઉંડ ચાહની કીંમત બરોબર હોય, ૩ પા. ચાહની કીંમત ૨૫ પા. ખાંડની કીંમત બરોબર હોય અને ૧ હં. ખાંડની કીંમત ૩ પા. ૧૭ શિં. હોય તો ૧ પા. કાફીની કીંમત કેટલી ?

૧૩૦. अ અને ब ની ઉમરનો સરવાળો ૮૦ વર્ષ છે. અને ૧૦ વર્ષ ઉપર તેઓની ઉમર ૭ અને ૫ ના પ્રમાણમાં હતી. ત્યારે તેઓની હાલની ઉમર શોધી કહાડો.

૧૩૧. $\frac{૧\frac{૧}{૪} - \frac{૫}{૧૨}}{૧\frac{૧}{૪} + \frac{૫}{૧૨}} + \frac{૭}{૬}$ ના $\frac{૯ \times ૫}{૧૪ \times ૩} - \frac{૧૧\frac{૧}{૪}}{૧૫}$ નું સાદું રૂપ આપો.

૧૩૨. ૧ પા. ના ·૮૭૫ + ૧ ક્રા. ના .૭૫ − ૧ શિ. ના ૧·૬૨૫ ની કીંમત કાઢો; અને જે આવે તેને ૧ પા. ૨ શિ. ૬ પે. નું દશાંશનું રૂપ આપો.

૧૩૩. ત્રણ શહેરો જેની વસ્તી ૨૫૦૦, ૩૦૦૦ અને ૪૨૦૦ ની છે તેમાંથી ૫૩૦ પાઉંડનો કર ઉપજાવવામાં આવે છે. તો દરેક શહેરે કેટલું આપવું જોઇએ અને દરેક માણસે કેટલું આપવું જોઇએ ?

૧૩૪. ૪ પરીક્ષકો દરરોજ ૫ કલાક કામ કરે ત્યારે ૮ દિવસમાં પરીક્ષાના સઘળા કાગળો તપાસી રહે તો બે પરીક્ષકોને દરરોજ ૮ કલાક કામ કરતાં તે કાગળો તપાસવાને કેટલો વખત લાગશે ?

૧૩૫. એક સોની ૮૦ આઉંસ વજનની એક રૂપાની રકાબી લે છે; અને તેમાંથી બે ડઝન મોટા ચમચા અને એક ડઝન નાના ચમચા બનાવે છે. નાના ચમચાઓનું એકંદર વજન ૨૮ આઉંસ છે; તો દરેક મોટા ચમચાનું વજન કેટલું, અને એક ગ્રેને $\frac{૩}{૧૬}$ પેન્સ પ્રમાણે તેની કીંમત કેટલી ?

૧૩૬. એક લઢાઇમાં હારેલા લશ્કરનો $\frac{૨}{૩}$ ભાગ નાસી ગયો, બાકીનાનો $\frac{૫}{૭}$ ભાગ શરણ થયો, અને હવે જે રહ્યા તેનો $\frac{૭}{૮}$ ભાગ ખોવાઇ ગયો અને બાકીના ૫૦૦ માણસો માર્યા ગયા. ત્યારે આખા લશ્કરમાં માણસો કેટલા ?

૧૩૭. ત્રણ માણસો એક ઉજાણીનો ભાગ આપવા બેસે છે. એક માણસ આખા ખરચનો $\frac{૧}{૩}$ ભાગ આપે છે. બીજો, પહેલો જે આપે છે તેનો $\frac{૩}{૫}$ આપે છે, અને ત્રીજો બાકીનો આપે છે. હવે ત્રીજાને ભાગે ૨ પા. ૧૦ શિ. આપવાના આવ્યા તો આખી ઉજાણીમાં કેટલો ખરચ થયો હશે ?

૧૩૮. એક માણસે આનાની ૩ કેરીઓ લેખે કેટલીક કેરીઓ વેચાતી લીધી અને પછી આનાની બે લેખે, અગાઉ લીધી હતી તેટલી બીજી લીધી. પછી તે બધી કેરીઓ એકઠી કરીને બે આનાની ૫ ના ભાવે વેચી નાંખી; ત્યારે તેનો સેંકડે નફો કે તોટો શોધી કહાડો.

૧૩૯. કેટલા ટકાની તેરીખે ૩$\frac{૧}{૨}$ પે. નું ૩૩$\frac{૧}{૩}$ વર્ષમાં ૩$\frac{૧}{૨}$ શિ. વ્યાજ થશે ?

૧૪૦. રામચંદ્રને જેટલા પૈસા ચંદ્રશંકરના દેવા હતા તેનો $\frac{2}{3}$ ભાગ આત્માશંકરને રામચંદ્રનો દેવો હતો. અને હિસાબ માંડી વાળવાને રામચંદ્રે આત્માશંકરને ૧૦ પેન્સ આપ્યા. અને આત્માશંકરે તે પૈસા વડે ચંદ્રશંકરનું દેવું પતાવ્યું. ત્યારે રામચંદ્રને ચંદ્રશંકરનું કેટલું દેવું હતું ?

---

૧૪૧. બે રકમનો દૃઢભાજક ૧૯૮ છે. અને તેજ બે રકમનો લઘુતમ ૩૦૬૦૨૮૮ છે. તે બેમાંની એક રકમ ૧૨૦૯૬ હોય તો બીજી રકમ કેટલી ?

૧૪૨. $\frac{\frac{3}{5}}{\frac{2}{9}}+\frac{\frac{5}{7}}{7\frac{1}{2}\text{ ના }\frac{11}{12}}+\left(\frac{3\frac{3}{4}}{4\frac{2}{7}}-\frac{3\frac{2}{5}}{4\frac{1}{4}}\right)\div 4\frac{6}{7}$ને સાદું રૂપ આપો.

૧૪૩. એક માણસ પાંસે ૪ ઘર છે, તેની એકંદર કીંમત ૧૮૪૦ પાઉન્ડ છે. પહેલા ઘરની કીંમત બીજા કરતાં $\frac{2}{3}$ ગણી, બીજાની કીંમત ત્રીજા કરતાં $\frac{3}{4}$ ગણી અને ત્રીજાની કીંમત ચોથાથી $\frac{5}{6}$ છે. દરેક ઘરની કીંમત શોધી કહાડો.

૧૪૪. ૨૫૦૦ માણસોની લશ્કરની એક ટુકડીને દર માણસે ૪ આઉંસ આપતાં ૪ મહિના ચાલે એટલો ખોરાક છે. તે લશ્કરમાંથી ૩૦૦ માણસોને મોકલી દેવામાં આવે અને તે ખોરાક ૯ મહિના ચલાવવો હોય તો દરેક માણસને દરરોજ કેટલો ખોરાક આપવો ?

૧૪૫. એક દેવાળીઆને જેટલું દેવું છે તેટલું લહેણું છે. પણ ૬૦૦૦ પાઉંડના લહેણા ઉપર દર પાઉંડે માત્ર ૧૩ શિ. ૪ પે. વસુલ કરી શકે છે અને પોતાના લહેણા ઉપર ૫ ટકા પ્રમાણે દેવાળાનો ખરચ થાય છે; જો તે પોતાના માંગનારાઓને દર પાઉન્ડે ૧૩ શિ. આપે તો તેનું દેવું કેટલું ?

૧૪૬. એવી નાનામાં નાની સંખ્યા શોધી કહાડો કે જેને ૧૨, ૧૫, અને ૧૭થી ભાગીએ તો દરેક વખતે ૫ શેષ વધે.

૧૪૭. अ અને ब એક કામ ૩૦ શિલીંગ માટે કરવાનું માથે લે છે. अ એકલો તે કામ ૪ દિવસમાં, અને ब એકલો તે કામ ૫ દિવસમાં કરી શકે છે, એક છોકરાની મદદથી તેમણે તે કામ ૨ દિવસમાં પુરૂં કર્યું; તો તેઓમાં પૈસા કેવી રીતે વહેંચવા ?

૧૪૮. अ અને ब એક કામ ૩૨ દિવસમાં, ब અને क ૩૬ દિવસમાં અને अ અને क ૪૦ દિવસમાં કરી શકે છે. તો દરેક જણ છુટું છુટું તે કામ કેટલા દિવસમાં કરી શકશે ?

૧૪૯. ૫૪ માણસો દરરોજ ૮૧ ફુટ લંબે એક ખાઇ ખોદે છે. ૧૩ દિવસ કામ કર્યા પછી ૮ માણસોને બદલે ૮ છોકરાઓ મુકવામાં આવે છે અને ૧૧ દિવસ વધારે કામ કરતાં ૧૮૮૯ ફુટ લાંબી ખાઇ ખોદી રહે છે; તો છોકરાઓ દરરોજ કેટલું કામ કરે છે?

૧૫૦. વરસની શરૂઆતમાં રૂ. ૭૨૫ વ્યાજે લેવામાં આવ્યા. ૭ મહિના પછી અગાઉના કરતાં બમણા દરે રૂ. ૩૬૨-૮ આના વ્યાજે લેવામાં આવ્યા અને વરસની આખરે બંને રકમોનું એકંદર વ્યાજ રૂ. ૨૬-૧૦-૮ થયું. તો દરેક રકમના વ્યાજનો દર શું?

---

૧૫૧. $\dfrac{\left(\frac{૭}{૧૧}\times\frac{૨૨}{૨૩}\times\frac{૪૬}{૪૯}\right)+૭\frac{૧૭}{૪૯}\div ૧\frac{૪૩}{૭૭}}{\left(૪-\frac{૫}{૭}\right)+\left(\frac{૧૦}{૨૦}\text{ ના }\frac{૮૬}{૧૨૯}\right)}$ ને સાદું રૂપ આપો.

૧૫૨. ૧૦૦ શેર ચાહ ૪ શિ. ૬ પે. ની શેરના ભાવે ખરીદ કરી અને ૫ શિલીંગે શેરના ભાવે વેચી; વળી બીજી ૧૦૦ શેર ખાંડ ૬ પેન્સના ભાવે લઇ ૭ પેન્સના ભાવે વેચી. તો તેને આખા વેપારમાં સેંકડે શું નફો મળ્યો?

૧૫૩. ૧૨૩૭ પા. ૧૦ શિ. ચાર ભાઇઓ વચ્ચે વ્હેંચી આપવા છે. મોટાને તેનો ·૨૦ ભાગ, તેથી ઉતરતાને ·૨૦ ભાગ અને ત્રીજાને ·૨૭ ભાગ મળે તો ચોથાને શું મળે?

૧૫૪. જ્યારે ઘઉંનો ભાવ દર કવાર્ટરે ૫૨ શિ. હોય ત્યારે ૧૫ માણસો ૧૪ દિવસમાં ૨૮ શિલીંગની કીંમતની રોટલી ખાય, તો ૧૩ માણસોને ૫ દિવસ ૧૮ શિલીંગની રોટલી પહોંચે ત્યારે ઘઉંનો ભાવ શું હોવો જોઇએ?

૧૫૫. એક માણસ એક કામ ૯૦ દિવસમાં પુરૂં કરવાનો કરાર કરે છે, અને એકદમ ૩૦ માણસો કામે લગાડે છે. ૪૮ દિવસ પછી માત્ર અર્ધું કામ થયલું માલમ પડે છે; તો કરાર પ્રમાણે તે કામ પુરૂં કરવાને બીજા કેટલા માણસો કામે લગાડવા જોઇએ?

૧૫૬. જો ૬૦૦ પાઉન્ડની પેદાશપર ૧૦ પાઉન્ડ કર આપવો પડે તો જ્યારે કર અગાઉ કરતાં દોઢો હોય ત્યારે ૩૪૫ પા. ૧૦ શિ. પર કેટલો કર આપવો પડે?

૧૫૭. મેઇલ ગાડી કલાકે ૪૦ માઇલ ચાલે છે, અને પેસેન્જર ગાડી કલાકે ૨૮ માઇલ ચાલે છે. ત્યારે મેઇલ ગાડીમાં ૧૯૨ માઇલ મુસાફરી કરીએ તો પેસેન્જર ગાડી કરતાં કેટલો વખત બચે?

૧૫૮. એક વારના ૧૮ શિ. ૬ પે. પ્રમાણે $૬\frac{૩}{૪}$ વારની; એક રતલે ૫ શિ. ૪ પે. પ્રમાણે $૧૦\frac{૩}{૪}$ રતલની, અને એક કવાર્ટરે ૫૬ શિ. પ્રમાણે ૫ કવા. ૩ બુ. ની કીંમત કેટલી? અને તે રકમ ૪ માણસોમાં ૧ : ૨ : ૩ : ૪ ના પ્રમાણમાં વ્હેંચી આપો.

૧૫૯. એક વાસણ અર્ધું ભરેલું હતું તેમાંથી ૯ ગૅલન કહાડી લીધા ત્યારે તેમાં આખા વાસણનો $\frac{૧}{૫}$ ભાગ બાકી રહ્યો, ત્યારે તે વાસણમાં કેટલું માતું હશે?

૧૬૦. અમુક રકમનું ૩ ટકા પ્રમાણે ૧૯ મહિનામાં જેટલું વ્યાજ થાય છે તેના કરતાં ૪ ટકા પ્રમાણે ૮ મહિનાનું વ્યાજ રૂ. ૧૦૦ ઓછું થાય છે. તે રકમ શોધી કહાડો.

૧૬૧. એક નિશાળીઆને દર અઠવાડીએ ૯ પેન્સ મળે છે. અને દર ત્રીજે અઠવાડીએ ૩ પેન્સ કપાય છે. હવે જો વર્ષમાં નિશાળે જવાના ૩૯ અઠવાડીઆ ગણીએ તો તે છોકરાને ૪ વર્ષમાં કેટલું મળશે ?

૧૬૨. $\dfrac{૪.૫ \times .\dot{૩} - .૮\dot{૩} \div ૧.૫ \text{ ના } .\dot{૫}}{\frac{૩}{૨} - \frac{૧}{૨} \text{ ના } \frac{૧}{૫} \div \frac{૩}{૫} + \frac{૧}{૩}}$ નું સાદું રૂપ લાવો.

૧૬૩. $\frac{૨}{૩૯}, \frac{૧૯}{૫૨}, \frac{૧૫}{૪૪}, \frac{૬}{૫૫}, \frac{૭}{૪૦}, \frac{૨૭}{૪૮}$, અને $\frac{૧૩}{૪૨}$ નો સરવાળો કરો.

૧૬૪. ૨ હં. ૨ ક્વા. ૧૦ પા., એ ૩૬ હં. ૧ ક્વા.નો જેટલામો ભાગ છે, તેટલામોજ ભાગ કયી રકમ ૬૯ પા. ૯ શિ. ૬ પે.નો છે ?

૧૬૫. જો $\frac{૨}{૩}$ ના $૧\frac{૧}{૪}$ મિલકતની કીંમત ૩૦૦ પાઉન્ડ થાય તો $\dfrac{\frac{૨\frac{૧}{૨}}{૩}}{૧૪}$ મિલકતની શું કીંમત થશે ?

૧૬૬. જો દરેક માણસને દરરોજ ૧૨ આઉંસ ખોરાક આપવામાં આવે તો ૬૦૦ માણસોની લશ્કરી ટુકડીને ૫ અઠવાડીયાં ચાલે એટલો ખોરાક છે : તો દરેક માણસને દરરોજ માત્ર ૮ આઉંસ ખોરાક આપવામાં આવે તો તેટલોજ ખોરાક ૧૦ અઠવાડીયાં સુધી કેટલા માણસોને ચાલે ?

૧૬૭. જો એક પાઉન્ડે ૫ પેન્સ લેખે કર ગણવાને બદલે દર સેંકડે $૨\frac{૧}{૪}$ ટકા લેખે ગણવામાં આવે તો એક માણસ જેની હુંડ પેદાશ ૩૬૮ પા. ૧૫ શિ. છે તેને કર આપવામાં શું ફેરફાર થાય ?

૧૬૮. ફ્રાન્સના એક માણસે ૧૧ પા. ૧૦ શિ.ની કીંમતનો માલ ઇંગ્લંડથી મંગાવ્યો ; તો તેણે કેટલા ફ્રૅંક મોકલી આપવા ? ( ૧ પા.=૨૫.૨૫ ફ્રૅંક ).

૧૬૯. એક માણસ મરતી વખતે પોતાની પુંજીનો $\frac{૧}{૩}$ ભાગ પોતાની સ્ત્રીને અને બાકીનો પોતાના છોકરાઓ વચ્ચે સરખે ભાગે વ્હેંચી આપે છે. સ્ત્રીનો ભાગ એક છોકરાના ભાગ કરતાં ત્રણ ગણો થાય છે. ત્યારે તે માણસને કેટલા છોકરા હતા ?

૧૭૦. જ્યારે ચોખાનો ભાવ દર રૂપીએ ૧૨ શેરનો હોય ત્યારે એક કુટુંબનો ખરચ દર મહિને રૂ. ૫૦ નો થાય છે. જ્યારે ચોખાનો ભાવ દર રૂપીએ ૧૪ શેરનો હોય ત્યારે બીજો ખરચ કાયમ રહે તો એક મહિનાનો ખરચ રૂ. ૪૮ થાય છે. તો જ્યારે ચોખાનો ભાવ દર રૂપીએ ૧૬ શેરનો હોય ત્યારે તેનો માસિક ખરચ કેટલો થશે ?

---

૧૭૧. નીચેના પ્રમાણમાં ખાલી પદ શોધી કહાડો.

$$\left.\begin{matrix} ૮ : ૧૨ \\ ૨૪ : ૨૧ \\ ૭ : ? \end{matrix}\right\} :: ૭૨ : ૧૦૮.$$

૧૭૨. એવી કયી નાનામાં નાની સંખ્યા છે કે જે $૩\frac{૧}{૨}$, ૧૫ અને $૧૭\frac{૧}{૨}$ થી વગર શેષે ભાગી શકાય?

૧૭૩. $\left(૧ - \frac{૪૨૬}{૬૯૭} + \frac{૨\frac{૧}{૨}}{૮\frac{૧}{૨}}\right) \div \frac{૩\frac{૧}{૨}}{૫\frac{૧}{૮}}$ ને સાદું રૂપ આપો.

૧૭૪. ·૧૫̇૬̇ ને ·૦૦૦૦૩૯ થી ભાગો અને ભાગાકારને $૧૦\frac{૧}{૧૨}$ ના $૨\frac{૨}{૫}$ ના $૧\frac{૨}{૩}$ ના $૬\frac{૩}{૪}$ ના $૫\frac{૧}{૭}$ ના ૭ થી ગુણો અને ગુણાકારને $૪૯\frac{૧}{૨}$ થી ભાગો.

૧૭૫. જો ૨૦૦ માણસો એક કામ ૧૨ દિવસમાં કરી શકે તો કેટલા માણસો તેનાથી ત્રણગણું કામ અગાઉના $\frac{૧}{૫}$ વખતમાં કરી શકે?

૧૭૬. એક ગ્રહસ્થે ૧૦૦ શિલીંગ, ૧૦૦ મરદો અને બૈરીઓમાં વ્હેંચી આપ્યા; તેમાં દરેક મરદને ૧૪ પેન્સ અને દરેક બૈરીને ૯ પેન્સ આપ્યા. ત્યારે કેટલા મરદો અને કેટલી બૈરી હતી?

૧૭૭. એક માણસ રૂ. ૨૦૦, ૬ ટકાના વ્યાજે અને બીજા થોડાક ૪ ટકાના સાદા વ્યાજે લે છે. ૫ વરસ પછી તે એકંદર રૂ. ૧૬૦ વ્યાજ તરીકે આપે છે. ત્યારે ૪ ટકાના વ્યાજે તેણે કેટલી રકમ લીધી હશે?

૧૭૮. अ, ब કરતાં ૯ પા. ૩ શિ. ૪ પે. વધારે કર આપે છે. તેઓની ઉપજ સરખી છે પણ તેઓ જુદા શહેરમાં રહે છે તેથી अ ને દર પાઉંડે ૨ શિલીંગ લેખે અને ब ને દર પાઉંડે ૧ શિ. ૪ પે. લેખે કર આપવો પડે છે; તો તેઓની ઉપજ કેટલી?

૧૭૯. अ એ એક ઘર ૫૦૦ પાઉંડ માટે વેચાતું લીધું અને સેંકડે ૧૨ ટકા નફો લઇ ब ને વેચ્યું. ब એ સેંકડે ૧૦ ટકા ખોટ ખાઇ क ને વેચ્યું અને क એ સેંકડે ૫ ટકા નફો લઇ ड ને વેચ્યું. ત્યારે ड ની ખરીદ કીંમત શું?

૧૮૦ જો ૪૦ માણસ અથવા ૬૦ બૈરી અથવા ૮૦ છોકરાં એક કામ ૬ મહિનામાં કરે તો ૧૦ માણસ, ૧૦ બૈરી અને ૧૦ છોકરાં $\frac{૧}{૩}$ કામ કેટલા વખતમાં કરશે?

---

૧૮૧. એક માણસ ત્રણ મહિનામાં જેટલું કમાય છે તેટલું ચાર મહિનામાં ખરચે છે. તેની વરસની આમદાની ૧૫૦ પાઉન્ડની હોય તો એક વરસમાં તે કેટલું બચાવશે?

૧૮૨. એક લશ્કરી ટુકડી ૫ સરખી હારમાં કુચ કરે છે. પણ થોડાક વખત રહીને તે સાત સરખી હારોમાં ગોઠવાય છે. તો તે ટુકડીમાં ૧૦૦૦ ઉપર ઓછામાં ઓછા કેટલા માણસો હોવા જોઇએ?

૧૮૩ $\dfrac{૧\frac{૧}{૭} \times \frac{૪\frac{૨}{૩}}{૩\frac{૩}{૭}} \times \left(૨ - \frac{૨}{૭}\right) \div ૧\frac{૩}{૫}}{૧ + \frac{૧}{૧ + \frac{૧}{૨}}}$ ને સાદું રૂપ આપો.

૧૮૪. ·૭૫ ગિની અને ૧૩ શિ. ૪ પે. ના ·૨૧૪૨૮૫૭ ના સરવાળામાંથી ૧૩ શિ. ૬ પે. ના ·૬૮૫૭૧૪ બાદ કરો.

૧૮૫. એક માણસ પોતાની આવકના દર રૂપીઆ ઉપર એક આનો કર આપે છે અને પછી જે આવક થાય છે તેનો $\frac{૧}{૧૬}$ ભાગ ધર્માદા કામમાં વાપરે છે અને ત્યાર બાદ તેની પાસે રૂા. ૫૧૭૫ બાકી રહે છે તો તેની કુલ આવક કેટલી ?

૧૮૬. જો દરરોજ ૯ કલાક કામ કરતાં ૨ મરદો અને ૫ સ્ત્રીઓ એક કામ ૮ દિવસમાં પુરૂં કરે તો દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરતાં અગાઉ કરતાં બમણું કામ કરવાને ૩ મરદો અને ૬ સ્ત્રીઓને કેટલો વખત લાગશે ? એક મરદ એક સ્ત્રી કરતાં બમણું કામ કરે છે.

૧૮૭. ૩.૦૧૨ ઈંચમાં ·૦૦૦૦૫ ફુટનો કેટલી વખત સમાસ થાય ?

૧૮૮. કેટલા વરસમાં ૨૫૦૦ પાઉન્ડ ૪ ટકાની તેરીખે બમણા થશે ?

૧૮૯. अ અને ब એકી વખતે મુસાફરીએ નીકળે છે. ब, अ કરતાં $\frac{૪}{૭}$ ગણા વેગે મુસાફરી કરે છે અને अ કરતાં ૩ ક. ૧૫ મિ. મોડા પ્હોંચે છે. દરેક જાણે આખી મુસાફરી કેટલા વખતમાં કરી ?

૧૯૦. अ ને ૩૦૦૦ પાઉન્ડનું દેવું છે, તેનું વ્યાજ ૫ ટકાનું છે. દર વરસની આખરે તે ૫૦૦ પાઉન્ડ આપે છે જેમાંથી વ્યાજ અને બાકીનો ભાગ મુદ્દલમાં જમે થાય છે. ત્યારે ત્રીજા વરસની આખરે તેનું દેવું કેટલું હોવું જોઇએ ?

---

૧૯૧. એક પુસ્તક કેટલાક ભાગોમાં બહાર પાડવામાં આવે છે અને તેની કીંમત રૂા૦ ૬–૪ આ. ૫ પૈ છે. જો દરેક ભાગની કીંમત ૨ આના ૪ પૈ વધારે રાખી હોત તો આખા પુસ્તકની કીંમત ૭ રૂા. ૯ આ. ૫ પૈ થતે ત્યારે તે પુસ્તક કેટલા ભાગોમાં બહાર પડે છે તે શોધી કહાડો.

૧૯૨. ૮ ગિનીના ·૨૫ ના $\frac{૧}{૧૪}$ ના $\dfrac{\frac{૨}{૩}+\frac{૧}{૨}}{\frac{૩}{૨}-\frac{૧}{૩}}$ ની કીંમત કહાડો.

૧૯૩. $$\frac{૨}{૯} \div \left\{ \frac{\frac{૨૮}{૮૧} \text{ના} \dfrac{૧}{૯\frac{૧}{૩}}}{\frac{૪}{૫}-\frac{૩}{૪}} \right\} - \frac{૫}{૩} \text{ના} \left\{ \frac{૧}{૨} - \frac{૩}{૫} \text{ના} \dfrac{૧}{૩-\dfrac{૧}{૧-\frac{૧}{૯}}} \right\} \text{ને}$$

સાદું રૂપ આપો.

૧૯૪. જો એક વહાણના $\frac{૨}{૫}$ ના $\frac{૩}{૪}$ ભાગની કીંમત ૪૦૦૦ પાઉન્ડ બેસે તો તેજ વહાણના $\frac{૭}{૮}$ ના $\frac{૩}{૩૫}$ ભાગની કીંમત શું બેસે ?

૧૯૫. अ અને ब બંનેના ૨૨$\frac{૧}{૨}$ રોજ अ ના ૩૮$\frac{૪}{૭}$ દિવસના રોજની બરોબર થાય છે ત્યારે તેટલા પૈસા ब ને કેટલા દિવસ સુધી ચાલશે ?

૧૯૬. પહેલા છ મહિનામાં દર પાઉન્ડે ૭ પેન્સ અને બીજા છ મહિનામાં ૩$\frac{૧}{૨}$ પેન્સ કર આપવા પડે તો એક ગ્રહસ્થ જેની કુલ આવક ૧૫૪૨ પા. ૧૦ શિ. ૬ પે. છે તેની ચોખ્ખી આવક કેટલી ?

૧૯૭. બ ની પાસેથી અ રૂ. ૨૦૦, ૫ ટકાના વ્યાજે અને રૂ. ૨૫૦, ૬ ટકાના વ્યાજે એકી વખતે લે છે. પણ તે એવી શરતે કે બંને રકમોનું વ્યાજમુદ્દલ રૂ. ૫૦૦ થાય ત્યારે બંને રકમો વ્યાજ સાથે પાછી આપવી. ત્યારે તે રકમો કેટલો વખત અ એ રાખવી ?

૧૯૮. એક માણસ પાસે અર્ધા ક્રાઉન, ફ્લૉરીન અને શિલીંગના સિક્કાઓ છે. અર્ધા ક્રાઉનથી બમણા ફ્લૉરીન અને ત્રણગણા શિલીંગ છે. તે સિક્કાઓની એકંદર કીંમત ૩૮ પાઉન્ડની છે. તો દરેક જાતના સિક્કાઓની કીંમત શોધી કહાડો.

૧૯૯. અ, બ કરતાં બમણું અને ક કરતાં ચારગણું કામ કરે છે તો જે કામ કરતાં ક ને એકલાને ૪૨ દિવસ લાગે છે તે કામ અ, બ અને ક સાથે મળીને કેટલા દિવસમાં કરી શકશે ?

૨૦૦. અ અને બ પાસે ૯૦ અને ૮૦ પાઉન્ડ અનુક્રમે છે. તેઓ જુગાર રમે છે. થોડાક દાવ રમ્યા પછી અ ને માલમ પડે છે કે તેની પાસે બ કરતાં ૪ ગણા પૈસા છે. અ કેટલું જીતે છે ?

---

૨૦૧. અ પોતાની પાસે જે છે તેનો $\frac{૩}{૭}$ ભાગ બ ને અને જે બાકી રહે છે તેનો $\frac{૩}{૮}$ ભાગ ક ને આપે છે અને પછી તેની પાસે રૂ. ૩–૨ આ. રહે છે. તો તેની પાસે મૂળ કેટલી રકમ હતી ?

૨૦૨. એક વેપારી સેંકડે ૭૫ ટકા નફો ખાઇને દુકાનદારને માલ વેચે છે. પણ તે દુકાનદાર દેવાળું કહાડે છે અને રૂપીએ બાર આના લેખે પોતાનું દેવું પતાવે છે; ત્યારે તે વેપારીને સેંકડે શું નફો કે તોટો થય ?

૨૦૩. સાત માણસો ૨, ૩, ૫, ૭, ૧૦, ૧૨ અને ૧૪ મિનિટને અંતરે એક ઢાલ ઉપર બંદુક ફોડે છે. કેટલા વખત પછી તેઓ ફરીથી પહેલી વખત સાથે બંદુક ફોડશે ?

૨૦૪. $$\frac{૧}{૭\frac{૧}{૪}\text{ના } ૩\frac{૩}{૧૧}+૩\frac{૩}{૧૧}} \div \left\{\frac{૩}{૧૩}-\frac{૨}{૯}\right\}-\left\{\frac{૧૭}{૩}+\frac{૧}{૬}\right\}$$
$$\div \frac{૨}{૩}\text{ના } \frac{૩}{૮}\text{ના } ૬૩.$$

૨૦૫. રૂ. ૨૬૩૧૫ની કીંમતના માલનો વીમો કેટલી રકમ માટે ઉતરાવવો કે જેથી માલ નાશ પામે તો માલની કીંમત તેમજ વીમાના રૂપીઆ વસુલ થાય ? વીમાનો દર સેંકડે ૭$\frac{૨}{૩}$ ટકા જેટલો છે.

૨૦૬. એક માણસે ૧૮ ફ્રૅંકે મીટરના ભાવે ૨૦૦૦ મીટર કપડું ફ્રાન્સમાં ખરીદ્યું અને ઇંગ્લંડમાં ૪ શિ. ૬ પે. નું એક યાર્ડના ભાવે વેચ્યું. હવે જો તેને ૩૦૦ ફ્રૅંક જગાતના બેઠા હોય અને બીજો ખર્ચ ૧ પા. ૧૦ શિ. થયો હોય તો તેનો નફો કે તોટો અંગ્રેજી સિક્કામાં શોધી કહાડો. (૧ પા.=૨૫ ફ્રૅંક; ૧ મીટર=૩ $\frac{૧}{૩}$ યાર્ડ).

૨૦૭. જો રૂપીઆની કીંમત ૧ શિ. ૯ પે. હોય અને મહોરની કીંમત ૩૦ શિ. હોય તો ઓછામાં ઓછા કેટલા પાઉન્ડ આખી મહોરો અથવા આખા રૂપીઆમાંથી આપી શકાય?

૨૦૮. રૂા. ૬૪૦ ની રકમ ૪ માણસો વચ્ચે એવી રીતે વહેંચી આપવામાં આવે છે કે પહેલાને અને બીજાને રૂા. ૨૧૯, પહેલાને અને ત્રીજાને રૂા. ૨૩૮, અને પહેલાને અને ચોથાને રૂા. ૪૩૩ મળે છે. દરેકનો હિસ્સો શોધી કહાડો.

૨૦૯. એક ટાંકી એક નળ અ થી ૧૦ કલાકમાં અને બ થી ૧૫ કલાકમાં ભરાય છે. ક વડે તે ૮ કલાકમાં ખાલી થઇ જાય છે. ટાંકી ખાલી હોય અને ત્રણે નળ સાથે ઉઘાડા રાખવામાં આવે તો કેટલા વખતમાં ટાંકી ભરાઇ રહેશે?

૨૧૦. એક માણસ એકી વખતે ૬ અને ૪ $\frac{૧}{૨}$ ટકાના જુદા જુદા વ્યાજના દરથી બે સરખી રકમો વ્યાજે લે છે. અને જો તે પહેલી રકમ બીજીના કરતાં ૮ મહિના વહેલી આપી દે તો બંને રકમોનું તેને સરખું એટલે રૂા. ૫૬૦ વ્યાજમુદ્દલ આપવું પડશે. ત્યારે કેટલી રકમ તેણે વ્યાજે લીધી તે તથા તે રકમો કેટલો વખત વ્યાજે રહી તે શોધી કહાડો.

૨૧૧. $$\frac{૧\frac{૩}{૪} - \frac{૭}{૬}\text{ ના }\frac{૧૮}{૨૮}}{\frac{૫}{૬}\text{ ના }\frac{૧૨}{૨૦} + ૫\frac{૧}{૨}} \div \frac{૧}{૬} - \left\{ \frac{૩\frac{૧}{૩}}{૭} + \frac{૨}{૧૦\frac{૧}{૨}} - \frac{૫}{૧૮}\text{ ના }\frac{૪}{૭} \right\} \div \frac{૪}{૭}.$$

૨૧૨. એક કામ ૩૦ માણસો ૧૨ દિવસમાં કરી શકે છે. ૪ દિવસ કામ કર્યા પછી ૧૮ માણસો જાય છે અને તેમને બદલે ૧૮ બૈરીઓ આવે છે. ત્યારે બાકીનું કામ કરવાને કેટલો વખત થશે? મરદ બૈરી કરતાં દોઢું કામ કરે છે.

૨૧૩. એક વહાણ ૧૮૦૦ પાઉન્ડની કીંમતનું હતું. તે વહાણનો $\frac{૧}{૮}$ ભાગ અ નો, $\frac{૧}{૪}$ બ નો, અને બાકીનો ક નો હતો. તે વહાણનો વીમો ૧૦૮૦ પાઉંડ માટે ઉતરાવ્યો હતો. હવે તે વહાણ ડુબી ગયું તો દરેક જણને કેટલું નુકસાન થાય?

૨૧૪. એક ગ્રહસ્થ પોતાની પુંજીનો ·૩૨ ભાગ પોતાની બે છોકરીઓમાંની દરેકને અને બાકીનો ભાગ પોતાના છોકરાને આપી જાય છે. જો છોકરાને દરેક છોકરી કરતાં રૂા. ૨૦૦૦ નો માલ વધારે મળે તો તે ગ્રહસ્થની એકંદર પુંજી કેટલી હોવી જોઇએ? અને દરેકને ભાગે શું આવ્યું?

૨૧૫. અ જે કામ ૨ દિવસમાં કરે છે તે ક ૩ દિવસમાં કરે છે, અને ક જે કામ ૪ દિવસમાં કરે છે તે બ ૫ દિવસમાં કરે છે. જે કામ અ ૧૨ અઠવાડિયામાં કરે છે તે કામ કરવાને બ ને કેટલો વખત લાગશે?

૨૧૬. મારી જીંદગીનો વીમો ઉતરાવ્યો છે તેનો ખરચ મારી આવકના ૧૫ ટકા જેટલો છે. આ ખરચ બાદ કર્યા પછી જે બાકી રહે છે તે ઉપર દર રૂપીએ ૫ પૈ ઇનકમટેક્સ ભરવો પડે છે, અને પછી મારી ચોખ્ખી આવક ૯૧૦ રૂ. ૧૦ આ. ૫ રહે છે તો મારી કુલ આવક કેટલી ?

૨૧૭. એક માણસે રૂ. ૩૫ માટે અમુક માલ વેચ્યો, તેમાં તેને બેઠેલી કીંમતનો $\frac{૧}{૬}$ નફો થયો. હવે જો તે માણસ તે માલ રૂ. ૩૭–૮ આ. માટે વેચે તો તેને સેંકડે શું નફો થાય ?

૨૧૮. મરદ, સ્ત્રી અને છોકરાઓની સરખી સંખ્યા ૭ દિવસમાં રૂ. ૩૯–૬. આ. કમાય છે. દરેક છોકરો દરરોજ બે આના, દરેક સ્ત્રી ૩ આ. ૬ પૈ. અને દરેક મરદ ૪ આ. ૬ પૈ. કમાય છે તો દરેકની સંખ્યા કેટલી ?

૨૧૯. જો અમુક રકમનો $\frac{૨}{૫}$ ભાગ ૮ ટકાના વ્યાજે અને બાકીનો ભાગ ૬ ટકાના વ્યાજે ધીરવામાં આવે અને એક વરસનું એકંદર વ્યાજ ૮૫ પાઉન્ડ થાય તો ધીરેલી રકમ શોધી કહાડો.

૨૨૦. એક વહાણ કીનારેથી ૪૦ માઇલ દુર હતું ત્યારે તેમાં ગાબડું પડયું, તે ગાબડામાંથી ૧૨ મિનિટમાં ૩$\frac{૩}{૪}$ ટન પાણી દાખલ થાય છે. ૬૦ ટન પાણી ભરાય તો તે વહાણ ડુબી જાય. પણ તે વહાણના બંબા દર કલાકે ૧૨ ટન પાણી કહાડી નાંખે છે. ત્યારે તે વહાણ કિનારે પહોંચે કે તરત ડુબી જાય એવી રીતે કીનારે પહોંચાડવાને દરેક કલાકે કેટલા માઇલ તે વહાણને ચલાવવું જોઇએ ?

---

૨૨૧. ૫ પા. ના ·૭૬ના $\frac{૯\frac{૩}{૪} - ૬\frac{૧}{૨}}{૯\frac{૩}{૪} + ૬\frac{૧}{૨}}$ + ૭$\frac{૪}{૫}$ પા.− ૭પા. ના $\frac{૪}{૫}$ + ૨૦ પા. ના $\frac{·૩૯૪૮૩}{·૦૩૨૧}$ ના $\frac{૧}{૪૯}$ ની કીંમત કાઢો.

૨૨૨. ગરીબ માણસોની અમુક સંખ્યાના $\frac{૨}{૩}$ ભાગમાંના દરેકને ૩ શિ ૬ પે. અને બાકીમાંના દરેકને ૨ શિ. ૬ પે. મળ્યા. એકંદરે ૨ પાં.. ૧૫ શિ ખરચાયા તો ગરીબોની સંખ્યા કેટલી ?

૨૨૩. એક ચુંટણીમાં $\frac{૧}{૧૬}$ ભાગ જેટલા મત આપનારાઓએ મત આપવા ના પાડી અને બેમાંના એક ઉમેદવારને $\frac{૧૯}{૪૦}$ ભાગ જેટલા મત આપનારાઓએ મત આપ્યા; ત્યારે તેને પોતાના હરીફ કરતાં ૫ મત વધારે મળ્યા. મત આપનારાઓની કુલ સંખ્યા શોધી કહાડો.

૨૨૪. એક કામ ૩૫ માણસો ૫૦ દિવસમાં કરી શકે છે, પણ ૧૨ દહાડા કામ કર્યા પછી તેમાંના ૧૬ માણસો જતા રહે છે ત્યારે બાકી રહેલું કામ બાકી રહેલા માણસો કેટલા દિવસમાં પુરૂં કરશે?

૨૨૫. મરદોની અમુક સંખ્યા, તેથી બમણી સ્ત્રીઓ, અને ત્રણગણા છોકરા એક અઠવાડિયામાં રૂ. ૪૩–૫ આ. કમાય છે. દરેક મરદ દરરોજ

૨ આ. ૬ પૈ., દરેક સ્ત્રી ૨ આ. અને દરેક છોકરો ૧ આ. ૬ પૈ કમાય છે. અઠવાડિયાના દિવસ ૭ છે તો મરદ, સ્ત્રી, અને છોકરાઓથી સંખ્યા કેટલી ?

૨૨૬. એક માણસ દર પાઉન્ડે ૫ પેન્સનો કર આપે છે અને વ્યાજનો દર ૬ ટકાથી વધીને ૬ ૧/૪ ટકાનો થાય છે ત્યારે તેની આવકમાં ૨૩ પા. ૧૦ શિ. નો વધારો થાય છે; તેની પુંજી કેટલી હોવી જોઇએ ?

૨૨૭. એક પરીક્ષામાં અ ને પાસ થવાને જોઇએ તે કરતાં ૧૦ ટકા ઓછી માર્ક મળે છે; બ ને અ કરતાં ૧૧ ૧/૯ ટકા ઓછી અને, અ અને બ ની એકંદર માર્ક કરતાં ૪૧ ૩/૧૭ ટકા જેટલી ઓછી ક ને મળે છે; તો ક પાસ થાય છે કે નાપાસ ?

૨૨૮. એક વેપારીને દર અઠવાડીએ સરાસરી નફો ૨૮ પા. ૩ શિ. ૨ પે. નો થાય છે. તેમાંથી તે ૫ માણસોમાંના દરેકને દર અઠવાડીએ ૧ ગિની અને બીજા ત્રણમાંના દરેકને દર અઠવાડીએ ૧૭ શિ. ૬ પે. આપે છે. ભાડા વગેરેનો તેનો વાર્ષીક ખરચ ૩૬૧ પા. ૧૧ શિ. ૧૦ પે. નો છે. તો તેની ચોખ્ખી વાર્ષીક ઉપજ કેટલી ?

૨૨૯. એક માણસ ૧૮૯ માઇલ રેલ્વે ૧૫ મહિનામાં બાંધવાનું માથે લે છે. અને ૧૨૯ માણસોને તે કામે લગાડે છે. ત્રણ મહિના પછી માત્ર ૨૮ માઇલનું કામ થયલું માલમ પડે છે તો વખતસર તે કામ પુરૂં કરવાને કેટલા માણસો કામે લગાડવા જોઇએ ?

૨૩૦. એક મજુર અઠવાડિયાના ૫ દિવસ કામ કરે છે અને ૨ દિવસ આરામ લે છે. કામ કરે છે તે દિવસે તેને છ આના રોજ મળે છે. તો ૮૦ દિવસમાં તે શું કમાશે ? અને ૪ રૂ. કમાવાને કેટલો વખત જોઇશે ?

---

૨૩૧. અ એ બ ને વારસામાં કેટલી રકમ આપવી જોઇએ કે જેથી દર સેંકડે ૧૦ ટકાનો કર આપ્યા પછી બ પાસે ૧૦૦૦ પાઉંડ રહે ?

૨૩૨. એક માણસ ૬ વરસ સુધી દર વરસે ૫૦૦ પાઉંડ ખરચે છે, તેથી તેને દેવું થાય છે. માટે તે પોતાનો ખરચ દર વરસે ઘટાડી ૪૫૦ પાઉંડનો કરે છે. એ પ્રમાણે કરવાથી ૪ વરસમાં તે દેવામાંથી મુક્ત થાય છે ત્યારે તેની આવક કેટલી ?

૨૩૩. અમુક રકમનું વ્યાજમુદ્દલ ૨૦ વરસમાં સાદાવ્યાજે ૩૯૫ પા ૯ શિ. અને બીજા ૧૦ વરસમાં ૪૬૧ પા. ૭ શિ. ૨ પે. થાય છે; તો તે રકમ અને વ્યાજનો દર શોધી કહાડો.

૨૩૪. મારી પાસે અમુક રકમ છે તે વડે ફળની અમુક સંખ્યા મારે ખરીદવી છે. જો એક પેનીના ૪૦ પ્રમાણે હું ફળો ખરીદું તો ૫ પેન્સ વધારે ખરચ થાય છે. અને એક પેનીના ૫૦ પ્રમાણે ફળ ખરીદું તો ૧૦ પેન્સ મારી પાસે વધે છે; તો મારી પાસે ખરચવાને કેટલી રકમ છે ?

૨૩૫. એક સવાલપત્રકમાં દાખલો નીચે પ્રમાણે છાપેલો હતો:

"$\frac{૧}{૧૪\cdot૬}$, $\frac{૧}{૧૯\cdot૨૫}$, $\frac{૩\cdot૪}{}$, $\frac{૧}{૧૩\cdot૭૫}$ એ રકમોનો સરવાળો કરો."

એનો જવાબ $\frac{૧૧}{૨૮}$ હતો ત્યારે ખુટતો છેદ શોધી કહાડો.

૨૩૬. એક બાપ પોતાના બીજા છોકરા કરતાં મોટા છોકરાને ૫૦૦૦ પાઉન્ડ વધારે, અને ત્રીજા કરતાં બીજાને ૧૫૦૦ ગીની વધારે આપી ગયો તેની પુંજી ૧૭૯૦૦ પાઉન્ડની હતી. તો દરેક છોકરાને શું મળ્યું?

૨૩૭. એક ગાડીને ૨૫૦ માઇલની મુસાફરી કરવાની છે. ૧૦૩ માઇલ ચાલ્યા પછી તે ગાડીને પોતાની ઝડપ પાંચમે ભાગે ઘટાડવી પડે છે અને તેથી તે ગાડી હમેશ કરતાં ૧ ક. ૧૦ મી. મોડી પ્હોંચે છે, ત્યારે તે ગાડીની હમેશની ઝડપ કેટલી હશે તે શોધી કહાડો.

૨૩૮. એક માણસને અમુક રકમ વારસામાં મળે છે. દર સેંકડે ૮ ટકા પ્રમાણે વારસાનો કર આપ્યા પછી જે રહે છે તે ૭ ટકાના દરે તે વ્યાજે મુકે છે. જો તેની વાર્ષીક પેદાશ ૫૧૫ પા. ૪ શિ. ની હોય તો કેટલી રકમ તેને વારસામાં મળી હશે?

૨૩૯. એક માણસે ત્રણ માણસોને નારંગી આપી. પહેલાને ૧૫ આપી, બીજાને પહેલા કરતાં ૧૦ વધારે અને ત્રીજાને બીજા કરતાં બમણી અને ૧૦ વધારે. હવે જો એણે દરેકને પાછી ૫ નારંગી આપી હોત તો એની પાસે ૪૦ નારંગી બાકી રહેત; ત્યારે તે માણસ કેટલી નારંગી લાવ્યો હશે?

૨૪૦. એક માણસ બે સરખી રકમો ૪ અને ૫ ટકાના વ્યાજના દરથી ઉછીની લે છે અને બંને રકમો વ્યાજ સાથે પાછી આપે છે. પણ ચાર ટકાના વ્યાજવાળી રકમ કરતાં ૫ ટકાના વ્યાજવાળી રકમ છ મહિના જલદી આપે છે. અને તેથી દરેક રકમનું વ્યાજમુદ્દલ સરખું એટલે રૂ. ૧૧૦૦ થાય છે. તો તેણે કેટલી રકમ ઉછીની લીધી અને દરેક રકમ કેટલો વખત રહી?

---

## સ્કૉલરશિપ પરીક્ષામાં પુછાયલા દાખલા.*

૧. જુઓ દા. ૭૮—પરચુરણ દાખલા.

૨. $\dfrac{૪\frac{૧}{૫}-(\frac{૨}{૩}\text{ ના }\frac{૫}{૬})}{૧\frac{૨}{૩}+૧\frac{૩}{૭}-\frac{૨}{૫}} \times \dfrac{૧}{\frac{૧}{૨}+\frac{૧}{૩}+\dfrac{\frac{૧}{૬}}{\frac{૩}{૪}-\frac{૧}{૩}}}$ ને સાદું રૂપ આપો.

૩. ૧૮ શિ. ૬ પે. ના ૩·૬ ના ·૩૫૪ ના ·૪૨૮૫૭૧ ની કીંમત કાઢો.

* પાંતી, ક્ષેત્રફળ ઘન માપના દાખલા આ પરીક્ષામાંથી નીકળી જવાથી તે આપ્યા નથી.

૪. જો ૩ માણસો દરરોજ ૪ કલાક પ્રમાણે કામ કરે ત્યારે ૫ દિવસમાં ૮૦ ફુ. લાંબી, ૬ ફુ. ઉંચી, અને ૨ ફુ. જાડી દીવાલ બાંધી શકે તો ૨ માણસો દરરોજ ૩$\frac{૧}{૨}$ કલાક કામ કરતાં ૨૫ દિવસમાં ૭ ફુ. ઉંચી અને ૪ ફુ. જાડી દીવાલ બાંધે ત્યારે તે દીવાલની લંબાઇ કેટલી ?

૫. દર વરસે રૂા. ૧૨૦૦ ની આવક કરવાને કયી રકમ ૫ ટકા પ્રમાણે વ્યાજે મુકવી જોઇએ ?

૬. ઘઉંનો ભાવ દર મણે ૨ રૂા. ૪ આ. હોય ત્યારે એક રૂપીઆનો લોટ ૧૦ શેર આવે છે; તો જ્યારે ઘઉંનો ભાવ દર મણે ૫ રૂા. હોય ત્યારે ૯ મણ લોટની કીંમત કેટલી ?

૭. અમુક રકમ ૬ ટકા પ્રમાણે વ્યાજે મુકી તો ૭$\frac{૧}{૨}$ વરસમાં તેનું વ્યાજમુદ્દલ ૬૫૯૭ પા. ૧૦ શિ. થાય છે; તો તે રકમ શોધી કહાડો.

૮. $\left( \frac{૧}{૩} + \frac{\frac{૩}{૭}}{૧\frac{૩}{૫}} + \frac{૧૧}{૧૪} + \frac{૫}{૯} - ૧ \right) + \frac{૫}{૯}$ના $\frac{૫}{૮}$ના ૨$\frac{૫}{૭}$ને સાદું રૂપ આપો.

૯. ·૧૫૯̇૦̇ ના ·૪૭૨ ÷ ૨·૭̇ ને સાદું રૂપ આપો.

૧૦. એક ઘડિયાળ દર કલાકે ૨ મિ. ૧૮ સે. વહેલી ચાલે છે તો આ પ્રમાણે ૫ દિ. ૯ ક. ૩૦ મિ. માં તે કેટલી વહેલી ચાલશે ?

૧૧. ૩$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૪ વર્ષ ૬ મહિનામાં કયી રકમનું વ્યાજ મુદ્દલ ૪૦૫$\frac{૧}{૮}$ રૂા. થશે ?

૧૨. દરરોજ ૭ કલાક પ્રમાણે ચાલતાં એક માણસ ૬ દિવસમાં ૧૬૮ માઇલની મુસાફરી કરી શકે છે. હવે જો તે માણસ આગળ કરતાં બમણી ઉતાવળે ચાલે તો દરરોજ ૬ કલાક પ્રમાણે ચાલતાં ૭૨૦ માઇલની મુસાફરી કરવાને કેટલો વખત લાગશે ?

૧૩. $\frac{૧ + ૨\frac{૧}{૨} + ૩\frac{૧}{૩}}{\frac{૧}{૧\frac{૧}{૨}} + \frac{૧}{૨\frac{૧}{૩}} + \frac{૧}{૩\frac{૧}{૪}}} \times \frac{૫૫\frac{૨}{૩} \div ૧૧}{૧૩\frac{૨}{૩}\text{ના } ૮\frac{૩}{૧૧}}$ ને સાદું રૂપ આપો.

૧૪. જુઓ દા. ૧૦—એકસર્સાઇઝ ૧૪ (બ).

૧૫. ·૦૭૬ને .૦૦૦૭થી ગુણો અને જે ગુણાકાર આવે તેને ·૦૦૦૧૬થી ભાગો.

૧૬. ૧૭ રૂા. ૬ આ. ૪ પૈના $\frac{૩}{૨૫}$ + ૧૨ રૂા. ૫ આ. ૧૧$\frac{૧}{૩}$ પૈના ૩$\frac{૩}{૭}$ + ૫.૪૯૫૮૩ રૂા. ની કીંમત કહાડો.

૧૭. કયી રકમ ૪ ટકા પ્રમાણે વ્યાજે મુકીએ તો ૩ વર્ષમાં તેનું વ્યાજ મુદ્દલ રૂા. ૮૭૬ થાય ?

૧૮. કેટલા વખતમાં રૂા. ૯૨૪ નું વ્યાજમુદ્દલ ૫ ટકા પ્રમાણે રૂા. ૧૧૫૫ થશે ?

૧૯. જો ૫ માણસો દરરોજ ૬ કલાક પ્રમાણે કામ કરતાં ૬ દિવસમાં ૧૨૦૦ ફુટ લાંબા અને ૮૦૦ ફુ. પહોળા ખેતરની કાપણી કરે છે તો દરરોજ ૫ કલાક પ્રમાણે

કામ કરતાં ૮ દિવસમાં ૬ માણસો ૧૨૮૦ ફુ. લાંબા ખેતરની કાપણી કરે ત્યારે તે ખેતરની પહોળાઇ કેટલી હોવી જોઇએ ?

૨૦. જો ૪૦ મરદો અને ૫૦ છોકરા દરરોજ ૬ કલાક પ્રમાણે કામ કરે ત્યારે ૬ દિ. માં એક કામ કરી શકે છે; તો દહાડાના ૭ કલાક પ્રમાણે કામ કરે ત્યારે તેનાથી દોઢગણું કામ કરવાને ૮ મરદો અને ૨૦ છોકરાને કેટલો વખત લાગશે? એક છોકરો ૫ કલાકમાં જેટલું કામ કરે છે તેટલું એક મરદ ૩ કલાકમાં કરે છે.

૨૧. નીચલી સંખ્યાઓ શબ્દમાં લખો—

૪૧૮૨૫૪; ૯૮૭૬૫૪૩૨૧; ૫૭૦૭૦૬૮૦૮૦.

૨૨. જુઓ દા. ૧૩૧.—પરચુરણ દાખલા.

૨૩. ,, ,, ૧૦.—એ. ૨૨.

૨૪. જો એક રૂપીઆની કીંમત ૧ શિ. ૩ પે. હોય તો ૫૩૮૯ રૂા. ૮ આ.ની કીંમત કેટલી ?

૨૫. જુઓ દા. ૧૩.—એ. ૨૪ (ક).

૨૬. $૪\frac{૭}{૮}$ વર્ષમાં કેટલા ટકા પ્રમાણે ૯૩૬ પા. ૧૩ શિ. ૪ પે. નું વ્યાજમુદ્દલ ૧૧૫૭ પા. ૭ શિ. $૪\frac{૧}{૨}$ પે. થશે ?

૨૭. જો $૧\frac{૧}{૨}$ વર્ષમાં ૧૨૫ રૂા. નું વ્યાજમુદ્દલ ૧૩૪ રૂા. ૬ આ. થાય તો કેટલા વર્ષમાં ૫૫૦ રૂા. નું વ્યાજમુદ્દલ ૬૭૩ રૂા. ૧૨ આ. થાય ?

૨૮. થ્રી હન્ડ્રેડ્ ઍન્ડ સિક્સ્ટિ મિલીયન્સ; નાઇન્ટિ એઇટ્ થાઉઝન્ડ્ ઍન્ડ્ સિક્સ; અને ફોર્ટિ થાઉઝન્ડ્ ફાઇવ્ હન્ડ્રેડ્ ઍન્ડ્ સિક્સ્ટિ થ્રીનો સરવાળો કરો અને જે આવે તે શબ્દમાં લખો.

૨૯. $\frac{૩ - \frac{૧}{૩}}{૩ + \frac{૧}{૩}}$ ના $\frac{૨ - \frac{૧}{૨}}{૨ + \frac{૧}{૨}} \div \frac{૩ + \frac{૧}{૩}}{૩ - \frac{૧}{૩}}$ ના $\frac{૨ + \frac{૧}{૨}}{૨ - \frac{૧}{૨}}$ ને સાદું રૂપ આપો.

૩૦. જુઓ દા. ૨૦૬—પરચુરણ. દા.

૩૧. જુઓ દા. ૬૩—પરચુરણ. દા.

૩૨. જુઓ દા. ૮૯—પરચુરણ. દા.

૩૩. જો ૧ કિલોમીટર, ૧ માઇલના $\frac{૫}{૮}$ બરોબર હોય તો ૧૭ મા. ૬. ફ. ૮૨ યા. $૧\frac{૧}{૨}$ ફુ. ના કિલોમીટર કેટલા ?

૩૪. જુઓ દા. ૧૦.—એ. ૨૪ (ખ).

૩૫. $\frac{૬\frac{૧}{૪}\text{ના}૪\frac{૧}{૩}}{૧\frac{૫}{૬} - ૧\frac{૧}{૯}} - \frac{૧૩\frac{૪}{૭} + ૫}{૮\frac{૧}{૧૪} + ૨\frac{૨}{૭}} \times \frac{\frac{૫}{૬} - \frac{૧}{૭}}{૩\frac{૩}{૭}\text{ના}૨\frac{૧}{૧૨}}$ ને સાદા રૂપમાં આણો.

૩૬. ૧૦ રૂા. ના ૩·૧૨૫ + ૮ આ. ના ૨·૫ + ૫ પૈ. ના ૪·૨ની કીંમત કાઢો.

૩૭. જુઓ દા. ૧૧.—એ. ૨૪ (ખ).

૩૮. જો ૩ ઘોડાની કીંમત ૭ બળદ જેટલી હોય અને ૫ બળદની કીંમત ૧૮ ઘેટાં જેટલી હોય, અને ૧ ઘેટાની કીંમત ૧ પા. ૮ શિ. પડે તો ૬૦ ઘોડાની કીંમત કેટલી ?

૩૯. એક માણસે પોતાની મિલ્કતનો $\frac{૫}{૧૨}$ ભાગ પોતાના છોકરાને, જે બાકી રહ્યું તેનો $\frac{૭}{૧૨}$ ભાગ છોકરીને અને બાકીનું પોતાની સ્ત્રીને આપ્યું. છોકરાંઓના ભાગનો તફાવત ૧૩૨૦ રૂા. હતો તો આખી મિલ્કતની કીંમત કેટલી હશે?

૪૦. એક સરાફ ૩$\frac{૧}{૪}$ ટકાની તેરીખે નાણાં વ્યાજે લાવે છે અને વર્ષ દહાડે વ્યાજ આપે છે; તે ૫ ટકા લેખે ધીરે છે અને છ છ મહિને વ્યાજ લે છે અને આ રીતે વર્ષમાં ૨૦૦ પા. કમાય છે. તો તેણે કેટલા નાણાં વ્યાજે લીધાં હશે?

૪૧. વન્ મિલ્યન્ ટુ હન્ડ્રેડ્ ઍન્ડ ફિફ્ટિ થાઉઝન્ડમાંથી જે રકમ બાદ કરવાથી સેવન્ હન્ડ્રેડ થાઉઝન્ડ્ નાઇન્ હન્ડ્રેડ્ ઍન્ડ ટ્વેન્ટિવન બાકી રહે તે રકમ શબ્દોમાં લખો.

૪૨. ૧ ગીનીના $\frac{૨}{૯}$ + ૧ પા. ના$\frac{૧}{૨}$ના $\frac{૩}{૪}$ + ૧ ક્રા. ના $\frac{૩}{૪}$ ના$\frac{૪}{૬}$ + ૧ શિ. ના $\frac{૧}{૩}$ ના $\frac{૫}{૮}$ને ૧ પાઉંડના અને ૧૦૦ પાઉંડના દશાંશનું રૂપ આપો.

૪૩. જુઓ દા. ૧૫૬. –પરચુરણ. દા.

૪૪. ૨૧ ફુ. લાંબા અને ૧૫$\frac{૫}{૮}$ ફુટ પહોળા ઓરડામાં દર ચોરસ વારે ૧ શિ. ૨$\frac{૨}{૫}$ પે. લેખે શેત્રંજી પાથરવાનો શું ખર્ચ થાય?

૪૫. એક ઘડિયાળમાં ચાર ટકોરા વાગે છે તેટલા વખતમાં બીજીમાં ત્રણ ટકોરા વાગે છે. એવું માલમ પડે છે કે તે બંનેમાં એકી વખતે અમુક કલાકના ટકોરા વાગવા શરૂ થાય છે; અને પહેલી ઘડિયાળમાં છેલ્લો ટકોરો વાગે છે ત્યારે બીજીમાં બે ટકોરા વાગવા બાકી છે; તે કલાક કેટલા છે તે શોધી કહાડો.

૪૬. જો ૩૫ મિટર=૩૯ વાર, ૧૭ મિટર=૯ ટોઇઝ, અને ૫ પ્લેથરા= ૧૨૪ ટોઇઝ, તો ૧૫૭૫ પ્લેથરામાં કેટલા વાર છે?

૪૭. જુઓ દા. ૬૯—પરચુરણ. દા.

૪૮. $\frac{૯૨}{૧૨૨} \times \left(૪\frac{૧}{૮}\text{ના } ૬\frac{૨}{૭} + \frac{૩}{૧૪}\right) \div \left\{૪\frac{૧}{૮}\text{ના } \left(૬\frac{૨}{૭} + \frac{૩}{૧૪}\right)\right\}$

ને સાદું રૂપ આપો.

૪૯. એક ડબ્બામાં અનાજની ૧૦૦ ગુણો ભરેલી છે. દરેક ગુણનું વજન ૬ પા. ૧૧ આ. નું છે અને દરેક ગુણમાં ૮૫ પા. અનાજ છે. એકંદર વજન કેટલું છે તે ટન, હં., ક્વા., પા. માં શોધી કહાડો.

૫૦. એક સૉવરીનનું વજન ૫ પેનીવેઇટ ૩ ગ્રેન હોય અને એક શિલીંગનું વજન ૩ પેનીવેઇટ ૧૫ ગ્રેનનું હોય તો ૪૮ સૉવરીનનું વજન તેટલીજ કીંમતના શિલીંગના કરતાં કેટલું ઓછું થશે?

૫૧. જો ૭ મરદો અને ૨ બૈરી ૮ અઠવાડિયામાં ૫૧ પાઉન્ડ કમાય, અને ૪ મરદ અને ૨ બૈરી, ૧૨ અઠવાડિયામાં ૪૬ પા. ૧૦ શિ. કમાય તો એક મરદની અને એક બૈરીની અઠવાડિયાની પેદાશ કેટલી?

૫૨. જો દરરોજ $૧૦\frac{૧}{૨}$ કલાક કામ કરતાં ૯ કંપોઝીટરો દરેક લીટીમાં ૪૦ અક્ષર હોય અને એક પાનામાં ૬૦ લીટી સમાય એવા ૭૨૦ પાનાના બીબાં ૧૬ દિવસમાં ગોઠવે તો એક લીટીમાં ૫૦ અક્ષર હોય અને દરેક પાનામાં ૪૫ લીટી હોય એવા ૯૬૦ પાનામાં બીબાં ગોઠવવાને દરરોજ ૭ કલાક પ્રમાણે કામ કરતાં ૯ કંપોઝીટરોને કેટલો વખત લાગે?

૫૩. $(\cdot ૫ + \cdot ૭૫) \times (૨\cdot ૫ - \cdot ૪) \div (\cdot ૧૨૫ + \frac{૧}{૪\cdot ૮})$ ને સાદું રૂપ આપો.

૫૪. $૫\frac{૧}{૭}$ ટકાની તેરીએ $૫\frac{૧}{૪}$ વર્ષ સુધી ૯૬૨ પા. ૧૦ શિ. ધીરવામાં આવે તેનું જેટલું વ્યાજમુદ્દલ થાય તેટલુંજ વ્યાજમુદ્દલ ઉપજાવવાને કયી રકમ $૪\frac{૧}{૫}$ ટકા પ્રમાણે $૩\frac{૧}{૩}$ વર્ષ સુધી ધીરવી જોઇએ?

૫૫. જુઓ દા. ૧૭ -એ. ૨૪ (ડ)

૫૬. જો ૧૫ માણસો ૨૧ છોકરાના જેટલું કામ સરખા વખતમાં કરે તો જે કામ કરતાં ૩૦ છોકરાને ૧૪ કલાક લાગે તે કામ કરવાને ૨૫ માણસોને કેટલો વખત લાગે?

૫૭. $\frac{૩}{૪}$, $\frac{૫}{૬}$, $\frac{૨૯}{૧૨}$, ના સરવાળામાં કયું નાનામાં નાનું અપૂર્ણાંક ઉમેરીએ તો સરવાળો પૂર્ણાંક થાય?

૫૮. ૮ શિ. ના. $\cdot ૮\dot{૩}$ + ૨ ગિનીના $\cdot \dot{૦}\dot{૫}$ + ૫ શિ. ના ૧$\cdot$૮ ને અર્ધા ગિનીના દશાંશનું રૂપ આપો.

૫૯. જો ૧૦ તોપો જેને ૫ મિનિટમાં ૩ વખત ફોડવામાં આવે છે તેથી $૧\frac{૧}{૨}$ કલાકમાં ૨૭૦ માણસો માર્યા જાય છે, તો એક કલાકમાં ૫૦૦ માણસોને મારવાને ૬ મિનીટમાં ૫ વખત ફુટી શકે એવી કેટલી તોપો જોઇએ?

૬૦. એક માણસે દર એકરે ૬૦ પા. અને ૫૬ પા. ના ભાંવે જમીન ખરીદી. પહેલી જમીન તેણે દર એકરે ૨ પાઉંડ માટે અને બીજી દર એકરે ૨ પા. ૨ શિ. પ્રમાણે ગણોતે આપી. તો દરેકમાં તેને વ્યાજનો દર કેટલો પડ્યો અને વ્યાજનો વિચાર કરતાં, પહેલી ખરીદી કરતાં બીજી ખરીદી કેટલી લાભકારી છે તે શોધી કહાડો.

૬૧. એવા ચાર અપૂર્ણાંકો શોધી કહાડો કે જેના અંશો ૭, ૯, ૧૧ અને ૧૩ અનુક્રમે થાય અને જેનો સરવાળો ૮ થાય.

૬૨. ૩ રૂા. ૪ આ. ના

$$૧ - \cfrac{\cdot\dot{૩}}{૧ - \cfrac{\cdot\dot{૩}}{૧ - \cfrac{\cdot\dot{૩}}{૧ - \cdot\dot{૩}}}}$$ ની કીંમત કાડો.

૧૬

૬૩. એક માણસ ૩ મહિનામાં જેટલું કમાય છે તેટલું ૪ મહિનામાં ખરચે છે; તો રૂા. ૩૦૦ની વાર્ષીક પેદાશમાંથી તે શું બચાવશે?

૬૪. એવી નાનામાં નાની સંખ્યા શોધી કહાડો કે જેને ૧૭, ૧૫, ૧૩ અને ૧૧ થી ભાગીએ તો દરેક વખતે ૯ શેષ વધે.

૬૫. જો ૩૦ માણુસો દરરોજ ૬ કલાક કામ કરે ત્યારે ૧૨ દિવસમાં ૨૫૦૦ વાર લાંબું અને ૧૮૦૦ વાર પહોળું એવા એક ખેતરની કાપણી કરી શકે તો દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરતાં ૮ માણસો ૬ દિવસમાં ૬૦૦ વાર પહોળા એક ખેતરની કાપણી કરી શકે ત્યારે તે ખેતરની લંબાઇ કેટલી?

૬૬. અ ૩૦૦ પા. બ ને ૨ વર્ષ સુધી અને ક ને ૭૫ પા. ૪ વર્ષ સુધી વ્યાજે ધીરે છે અને બંને તરફથી વ્યાજ તરીકે એકંદર ૬૦ પા. તેને મળે છે; વ્યાજનો દર શોધી કહાડો.

૬૭. $\dfrac{\frac{૩}{૭}\left(\frac{૫}{૧૯}\text{ ના } ૩\frac{૧}{૫} - \frac{૧}{૩}\text{ ના } ૨\frac{૧}{૮}\right)}{\frac{૧}{૨૩}\times ૧\frac{૬}{૧૭}\times ૧\frac{૧૫}{૧૯} - \frac{૭}{૩૬}\div ૨\frac{૧}{૩}} \div \dfrac{\frac{૧}{૫}+\frac{૫}{૧૨}-\frac{૭}{૧૩}}{\frac{૧}{૩}\times\frac{૧}{૪}-\frac{૧}{૧૭}\times ૧\frac{૪}{૧૩}}$ ને સાદા રૂપમાં આણો.

૬૮. $\dfrac{૧\cdot૮\dot{૩} + ૨\cdot૦૪૧\dot{૬} + \cdot\dot{૩} - ૩\frac{૧}{૩}}{૧\cdot૦૦૨૫ + \cdot૦૬૨૫ - ૧\frac{૧}{૧૬}}$ ને સાદું રૂપ આપો.

૬૯. જો એક શહેરની વસ્તીનો $\frac{૧}{૩}$ ભાગ વાંચી શકે, બાકી રહે તેનો $\frac{૯}{૨૦}$ ભાગ લખી અને વાંચી શકે અને પછી બાકી રહે તેનો $\frac{૯}{૧૦૦}$ ભાગ લખી વાંચી અને ગણી શકે અને બાકીના ૫૦૦૫૦ અભણ હોય તો શહેરની કુલ વસ્તી કેટલી?

૭૦. જુઓ દા. ૧૮.—એ. ૨૪ (ક).

૭૧. ત્રણ સંખ્યાઓનો ગુણાકાર ૧૨૦૦ છે, ત્રીજી સંખ્યા બીજીથી ૩ ગણી છે અને બીજી તથા ત્રીજી સંખ્યાનો સરવાળો ૨૦ છે; પહેલી સંખ્યા શોધી કહાડો.

૭૨. જો ૧૨૫ પા. નું ૩ વર્ષનું વ્યાજ ૧૩ પા. ૨ શિ. ૬ પે. થાય તો સાદા વ્યાજે તેટલાજ વ્યાજના દરથી ૨૦૦ પા. નું ૫ વર્ષનું વ્યાજ કેટલું થાય?

૭૩. અમુક રકમનું વ્યાજમુદ્દલ ૨ વર્ષમાં રૂા. ૫૫૦ અને ૪ વર્ષમાં રૂા. ૬૦૦ થાય છે; તે રકમ અને વ્યાજનો દર શોધી કહાડો.

૭૪. એવી સંખ્યા શોધી કહાડો કે જેના અર્ધા અને ત્રીજા ભાગનો સરવાળો તેના અર્ધા ભાગ કરતાં $૫\frac{૨}{૭}$ જેટલો વધારે થાય.

૭૫. એક વેપારીએ પોતાની થાપણનો $\frac{૧}{૧૦}$ ભાગ જેટલો પહેલે વર્ષે અને $\frac{૩}{૨૦}$ જેટલો બીજે વર્ષે નફો કર્યો. પણ પોતાના એકંદર નફાનો $\frac{૩}{૫}$ ભાગ ખાનગી કામમાં વાપર્યો. બીજા વર્ષની આખરે તેને માલમ પડ્યું કે તેની અસલ થાપણ કરતાં તેની પાસે રૂા. ૧૦૦૦ વધારે હતા; તેની મૂળ થાપણ કેટલી?

૭૬. એક ગ્રહસ્થે પહેલાં એક મિલકતનો $\cdot\dot{૩}$ અને વળી તેજ મિલકતનો $\cdot૪૧\dot{૬}$ ભાગ ખરીદયો; પછી તેણે પોતાના ભાગનો $\frac{૧}{૧૫}$ ભાગ રૂા. ૨૦૦૦૦ માટે વેચી નાખ્યો; તેજ દરથી તેની એકંદર મિલકતની કીંમત શોધી કહાડો.

૭૭. એવી મોટામાં મોટી સંખ્યા શોધી કહાડો કે જે વડે ૯૨૪ અને ૯૭૨ને ભાગતાં અનુક્રમે ૪ અને ૫ શેષ રહે.

૭૮. જો ૨૭ માણસો દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરતાં ૧૪ દિવસમાં ૧ કામ કરી શકે ત્યારે એક છોકરાનું કામ એક મરદના કામ કરતાં અર્ધું હોય તો ૪૫ દિવસમાં તેજ કામ પુરૂં કરવાને ૨૪ છોકરાઓએ દરરોજ કેટલા કલાક કામ કરવું?

૭૯. જુઓ દા. ૧૦૦—પરચુરણ દા.

૮૦. એવી મોટામાં મોટી સંખ્યા શોધી કહાડો કે જેને ૮૨૧૭, ૧૧૧૮ અને ૧૭૦૫ થી ભાગતાં અનુક્રમે ૩, ૮, અને ૩ શેષ વધે.

૮૧. $\dfrac{૩\frac{૩}{૭} - ૨\frac{૨}{૯} \text{ના} \frac{૩}{૧૦}}{(૩\frac{૩}{૭} - ૨\frac{૨}{૯}) \text{ના} \frac{૩}{૧૦}} \div \left\{ ૧ + \dfrac{૧}{૧ + \frac{૯}{૧૦}} \right\} + \dfrac{૭\frac{૧}{૨}}{૩\frac{૧}{૫}}$ ને સાદું રૂપ આપો.

૮૨. $\dfrac{૨.\dot{૨}\dot{૭} \text{ના} ૨.૮}{૧.૧\dot{૩}\dot{૬}} + \dfrac{૪.\dot{૪} - ૨.૮\dot{૩}}{૧.\dot{૬} + ૨.\dot{૬}૨\dot{૯}} \text{ના} \dfrac{૬.૮ \text{ ના } ૩}{૨.૨૫}$ ને સાદું રૂપ આપો.

૮૩. ૨૦ માણસો ૧૨ દિવસમાં એક કામ કરી શકે છે, ૫ દિવસ સુધી ૬ બૈરીની મદદથી અને બાકીના દિવસ ૧૦ બૈરીની મદદથી ૯ દિવસમાં તે કામ પુરૂં થાય છે. તે કામ કરવાને ૨૮ બૈરીઓને કેટલો વખત લાગે?

૮૪. દર વરસે $૪\frac{૧}{૨}$ ટકા પ્રમાણે $૨\frac{૨}{૩}$ વરસમાં જે રકમનું વ્યાજમુદ્દલ ૧૩૭૨ પા. થાય છે તે રકમનું વ્યાજમુદ્દલ $૪\frac{૨}{૩}$ વરસમાં ૧૩૩૩ પા. ૬ શિ. ૮ પે. કેટલા ટકાની તેરીખે થાય?

૮૫. ૮ પીચફળની કીંમત ૧૦૦ એપલફળની કીંમત બરોબર છે, ૨૪૦ આલુની કીંમત ૧૦ પીચફળની કીંમત બરોબર છે, અને ૨૫ જર્દાલુની કીંમત ૫૦ આલુની કીંમત બરોબર છે. ૫ પીચફળની કીંમત ૨ શિ. ૬ પે. છે. જો દરેક જાતના ફળની સરખી સંખ્યા મારે વેચાતી લેવી હોય અને પેન્સની પુરી સંખ્યા ખરચવી હોય તો કેટલી ઓછામાં ઓછી સંખ્યા મારે ખરીદવી જોઇએ અને તેની કીંમત કેટલી બેસે?

૮૬. એવી કયી સંખ્યા છે કે જેને ૧૫ થી ભાગવામાં આવે, ભાગાકારને બમણો કરવામાં આવે, અને આ ગુણાકારમાં (૬ × ૧૪૪ ÷ ૧૨) ઉમેરવામાં આવે તો સરવાળો ૧૦૦ થાય?

૮૭. નીચેની રકમોને સાદાં રૂપ આપો:—

(અ) $\left( \dfrac{.૦૦૧૯}{૩.૧\dot{૬}} \text{ના} \dfrac{૪.\dot{૪}}{.૦૦૦૫} \right) \div \left( \dfrac{૮.\dot{૮}}{૭} \text{ના} \dfrac{૪}{૫.૬૨૫} \right)$

(બ) $\left\{ ૨\frac{૩}{૪} + \dfrac{૫}{૩\frac{૪}{૫}} \text{ના } ૩\frac{૧}{૨} - \dfrac{૨\frac{૧}{૩}}{૩\frac{૧}{૨}} \right\} \div ૧\dfrac{૭૭}{૨૨૮}$

૮૮. એક વાણીઆએ એક નોકર રાખ્યો, તેની સાથે એવી શરત કરી કે કામ કરવા બદલ રોજનો એક રૂપીઓ આપીશ; પણ કામપર નહીં આવે તો રોજનો રૂા. ૦॥। દંડ કરીશ. ૩૫૬ દિવસ વિત્યા પછી તે નોકરને રૂા ૧૧૮ આપ્યા. તો તેણે કેટલા દિવસ કામ કર્યું હશે?

૮૯. ૧ શિ. $૭\frac{૧}{૨}$ પેન્સની કીંમત ૧ રૂપીઓ હોય તો ૨૦૦ રૂપીઆની ગિની કેટલી આવે ?

૯૦. ૧૩૦૦ રૂપીઆની ૧૫ મહિનામાં રૂા. ૧૩૮૧-૪ આના રાસ થવાને તેરીખ કેટલી હોવી જોઇએ ?

૯૧. ૯ શેર ચોખાની કીંમત ૪ શેર ખાંડ જેટલી છે, ૧૪ શેર ખાંડની કીંમત $૧\frac{૧}{૩}$ શેર ચાહ જેટલી પડે છે અને ૨ શેર ચાહની કીંમત ૫ શેર બુંદ જેટલી બેસે છે, હવે જો $૨\frac{૧}{૨}$ શેર ચોખાની કીંમત $૬\frac{૩}{૪}$ પેન્સ પડે તો ૧૧ શેર બુંદનું શું પડશે ?

૯૨. ૩ સિપાઇ અથવા ૧૦ મજુર ૧૫૫ ઘનફુટ માટી ૫ દિવસમાં ખોદી શકે છે, તો ૪ દિવસમાં ૬૦૦ ઘનફુટ માટી ખોદી કાઢવાને માટે ૭ સિપાઇની મદદમાં કેટલા મજુર આપવા જોઇએ ?

૯૩. એવી સંખ્યા શોધી કહાડો કે જેમાં $૨\frac{૧}{૨}$ ઉમેરીને $૪\frac{૧}{૨}$ વડે ગણતાં ગુણાકાર આવે તેમાં ૩ ઉમેરીને જે રકમ થાય તેને $૧\frac{૪}{૫}$ વતી ભાગતાં ભાગાકાર ૨૫ આવી રહે.

૯૪. એવાં ચાર અપૂર્ણાંક શોધી કાઢો કે જેમના અંશ અનુક્રમે ૮, ૧૦, ૧૨ અને ૧૪ હોય, અને જેમનો સરવાળો ૨ થાય.

૯૫. જુઓ દા. ૧૦.—એ. ૨૩.

૯૬. $\frac{૨.૩૭૫}{૩.૧૬} \times \frac{૪.૪}{.૦૬૨૫} \div \frac{૮.૮}{૭} \times \frac{૪}{૫.૬૨૫}$ માં શું ઉમેરીએ તો ૬૨ આવે અને શું બાદ કરીએ તો ૫૮ આવે ?

૯૭. જુઓ દા. ૬૭.—પરચુરણ દા.

૯૮. દરરોજ એક માણસને ૧૨ આસ પ્રમાણે આપીએ તો ૨૫૦૦ માણસને ૪ મહિના ચાલે એટલું અનાજ છે. જો તેમાંથી ૩૦૦ માણસો જતા રહે અને અનાજ ૬ મહિના ચલાવવું હોય તો બાકી રહેલા દરેક માણસને દરરોજ કેટલો ખોરાક આપવો ?

૯૯. એકજ વખતે अ એ ब ને રૂા. ૩૬૦, અને क ને રૂા. ૪૮૦ આઠ આનાની તેરીખે ધીર્યા. અમુક વખત પછી अ ને બન્ને રકમોનું એકઠું વ્યાજ રૂ. ૧૭૨ મળે છે. તો મુદત કેટલી અને ब પાસેથી તેને કેટલું વ્યાજ મળ્યું ?

૧૦૦. એક માણસ ૫ અને $૩\frac{૩}{૪}$ ટકાના વ્યાજે બે સરખી રકમો એક્કી વખતે વ્યાજે લે છે, અને તેને માલમ પડે છે કે પહેલી રકમ બીજી કરતાં એક વરસ વહેલી આપે તો બન્ને રકમોની રાસ રૂા. ૨૩૦ થશે. તો તે રકમો તથા તે કેટલો વખત વ્યાજે રહી તે શોધી કાઢો.

૧૦૧. એક માણસ રૂા. ૩૫૫-૧૧-૮ વ્યાજે લાવે છે અને તેને ૧૮ મહિના પછી રૂા. ૪૧૯-૧૨-૨ આપવા પડે છે, તો મહિને વ્યાજનો દર શો ?

૧૦૨. નીચેનાની કીંમત કાઢો :—

$$\frac{\frac{૨}{૩૫} + \frac{૧}{૬૩}}{\frac{૫}{૨૧} + \frac{૧}{૪}} \div \frac{\frac{૪}{૭} + \frac{૨}{૯}}{\frac{૫}{૩} + \frac{૨}{૫}}$$ ના ૧૩ ટન ૭ હંડરવેટ ૩ ક્વાર્ટર ૧૨ પા.

